શ્રીમદ્ નીતિવિજયજીના શિષ્ય સિદ્ધિવિજયજી વિરચીત

# ચતુર્વિંશ જીનેંદ્ર સ્તવનાવળી.

તથા

## નવપદજીની, નવાણું પ્રકારી અને સ્નાત્ર પૂજાઓ.

તથા

## જીનશાળામાં ગવાતાં બીજાં રસિક સ્તવનો.

---

સુધારા વધારા સાથે આવૃતિ ચોથી.

---

### દોહરો.

ચતુર્વિંશતિ જીન સ્તુતી, ભણે ચતુર નરનાર;
ચતુર ગતિ ચુરી લહે, પંચમી ગતી નીરધાર.

---


છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી લઘુ જૈનધર્મ પ્રવર્તક સભા.

ધુસાપારેખની પોળ—અમદાવાદ.

---

સંવત ૧૯૬૩ સને ૧૯૦૬

અમદાવાદ—'એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસ.'

---

કિંમત ચાર આના.

શ્રીમદ્ નીતિવિજયજીના શિષ્ય સિદ્ધિવિજયજી વિરચીત

# ચતુર્વિંશ જીનેંદ્ર સ્તવનાવળી.

તથા

## નવાણું પ્રકારી, નવપદજીની અને સ્નાત્ર પૂજાઓ.

તથા

## જીનશાળામાં ગવાતાં બીજાં રસિક સ્તવનો.

સુધારા વધારા સાથે આવૃતિ ચોથી.

### દોહરો.

ચતુર્વિંશતિ જીન સ્તુતી, ભણે ચતુર નરનાર;
ચતુર ગતિ ચુરી લહે, પંચમી ગતી નીરધાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી લઘુ જૈનધર્મ પ્રવર્તક સભા.

ધુસાપારેખની પોળ–અમદાવાદ.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૬

અમદાવાદ—'એંગ્લો વર્નાકયુલર પ્રિન્ટીંગ પ્રેસ.'

કિંમત ચાર આના.

## श्लोक.

दृष्टं धाम रसायनस्य महतां दृष्टं निधीनां पदं ।
दृष्टं सिद्धरसस्य सद्मसदनं दृष्टं च चिन्तामणि ॥
किं दृष्टैरथवानुषङ्गिक फलैरेभिर्मयाद्य ध्रुवं ।
दृष्टं मुक्तिविवाह मंगलगृहं दृष्टे जिन श्री गृहे. १

विद्यानाम नरस्य रुपमधिकं प्रच्छन्न गुप्तं धनं ।
विद्याभोग करी यशः सुखकरी विद्या गुरुणांगुरुः
विद्या बंधुजनो विदेशगमने विद्या परादेवता ।
विद्या राजसुपूजिता नहि धनं विद्याविहीनः पशुः २

॥ જય જિનેંદ્રાયનમઃ ॥

# પસ્તાવના.

ચાલતા જમાનાના ઉછરતા બાળકો હાલ નાટક ચેટકના રાગોમાં ગુલતાન થઇ સંસારિક વિષયમાં તલાલ્લીન થઇ અનેક પ્રકારના કર્મથી લેપાઈ જઇ દુર્ગતિના અધિકારી થાય છે, તેથી તેઓને સન્માર્ગે ચઢાવવા તથા નાટક ચેટકના રાગોથી આગમમાં જોડવા આ **સ્તવનાવળી** કરવા મ્હારો અભિપ્રાય થયો.

નિરંતર પરાયા દોષના ત્યાગ કરનાર, ગુણનુંજ ગ્રહણ કરનાર, સ્વાત્મામાં મ્હોટા ગુણોને પણ અલ્પ ગણનાર, પરનાસ્તોક ગુણોને પણ મહત્ કરનાર, સ્વભાવથીજ શિષ્ટાચારમાં વર્ત્તનાર સત્પુરૂષો કયાં અને બુદ્ધિમાં ચપળ, અજ્ઞાનીમાં આગેવાન અને મનુષીઓમાં હાંસીને પાત્ર હું કયાં !

દેવ દેવેન્દ્ર ચક્ર ચક્રવર્ત્તિ પૂજ્ય તિર્થંકરોની સ્તુતિ સહસ્ર જિંન્હાવાળો શેષનાગ કે સૂરપતિના ગુરૂ બૃહસ્પતિ પણ કરવા સમર્થ ન થાય, તો પછી મ્હારા જેવાની વાત શી ?

તોપણ જેમ બાળક પોતાના હાથ પહોળાં કરી સમુદ્રની વાત કરે છે તેમ મેં પણ ભક્તિના રાગથી સ્તવનો કરી સત્ પુરૂષોની આગળ મુકેલાં છે.

લી૦ તત્વજિજ્ઞાસુ

નીતિબાળ.

# ઊપોદ્‌ઘાત.

સુજ્ઞજનો આ પુસ્તકમાં ચતુર્વિશ જીનના સ્તવનો તથા પંડીત શ્રી વિરવિજયજી કૃત નવાણું પ્રકારી પૂજા તથા પંડીત શ્રી પદ્મવિજયજી કૃત નવપદજીની પૂજા તથા પંડીત પૂર્વાચાર્યજી કૃત સ્નાત્ર પૂજા અને જૈનશાળામાં ગવાતાં ગાયનો વિદ્યાર્થીઓને ભણવાને ઉલટ થવા માટે રચ્યાં છે, તે તે સાથે બીજાં પણ સ્તવનો નવી ચાલનાં રસીક ગાયનો વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રથમ છપાવેલી ચતુર્વિશ સ્તવનાવળી તથા જીનેંદ્ર સ્તવનાવળી બીલકુલ ખપી ગઇ ત્યારબાદ એ બે ગ્રંથ એકઠા કરી તેમાંથી ઘટવધ કરી સુધારીને છપાવ્યું હતું, તે પણ ખપી જવાથી આ ચોથી આવૃતિ કેટલાક વધારા સાથે છપાવવામાં આવી છે.

આશા રાખવામાં આવે છે કે આ પુસ્તકમાં બુદ્ધિદોષથી અથવા હસ્તદોષથી કાનો માત્ર અક્ષર અધિક ઓછો લખાણો હોય તે સુધારી વાંચવા સુજ્ઞજન કૃપા કરશે.

**સુચના**—આ પુસ્તક વાંચવા ભણવા માટે ઘણીજ સંભાળ રાખવી. ઠવણી કીંવા બાજોઠ ઉપર રાખીને આશાતના રહીત વાંચવું. વાંચી રહ્યા પછી વિનય પૂર્વક ફરી રૂમાલ પ્રમુખમાં બાંધી ઉંચ્ચસ્થાને રાખવું. કોઇપણ રીતે જ્ઞાનની આશાતના થાય તેમ કરવું નહીં. (કીંબહુના)

# અનુક્રમણિકા.

॥ अथ ॥

# मुनि श्री सिद्धिविजयजी कृत

# ॥ जिन स्तवनावळी ॥

## અથ શ્રી આદિનાથનું સ્તવન.

પ્રભુછોરે શ્રી સમુદ્રવિજયના પુત્ર તમે નેમનાથ—એ રાગ.
પ્રભુછોરે શ્રી નાભિરાજાના પુત્ર તમે આદિનાથ—એ આંકણી.
ભરતરાયને રાજ ભળાવી લીધો સંજમભાર,
પૂર્વ કર્મ, જાણી મર્મ, એહવો પર્મ જતી ધર્મ;
તપ વરસી કરીને કર્મ ખપાવી, થયા તુમે વીતરાગ-પ્રભુ૦ ૧
કોઇ મણિ માણેક મોતી દેવે, કોઇ ગજરથ ભંડાર,
હાથ જોડી, માન મોડી, માહારા સ્વામી, વિશ્રામી;
કહે ભવ્યજીવો પ્રભુ પાય પડીને, વિનતી સુણો આવાર-પ્રભુ૦ ૨
ઋષભદેવજી ત્યાંથી ચાલ્યા, શ્રી શ્રેયાંસ દરબાર,
એકસો આઠ, ઘડા સાર, તેણી વાર, રૂડો આહાર;
ઇક્ષુરસં વોહોરાવી શ્રીયાંસ કુંવરજી, થયા ખુશિ હુંશીઆર-પ્રભુ.
કેવલ પામી માતાને દીધું, જ્ઞાન અનંત અપાર,
કહે સિદ્ધિ, બહુ રિદ્ધિ, પ્રભુ પામ્યા, દુઃખ વામ્યા;
પ્રભુ માહારી ગતિ શી થશે હો જીનજી, તાર તાર મુજ તાર.
પ્રભુ૦ ૪

## અથ શ્રી અજીતનાથજીનું સ્તવન.

અંગ્રેજી વાજાનો રાગ.

જીનંદ ચંદ ઈશ મોએ, તાર તાર તાર–એ દેશી.

અજીત જીનરાજ તું છે, મુજને આધાર;
ચરણ તુજ સેવા સુખ, દીજીએ આ વાર—અજીત૦ ૧
ક્ષમાદિ ગુણ તાહેરા, અનંત ને અપાર;
કહ્યા ન જાય મુજથી, હું મૂર્ખ શિરદાર—અજીત૦ ૨
વિભુ કૃપાળ તું દયાળ, મુક્તિનો દાતાર;
સદાનંદ પ્રભુ ચરણ, સેવા દીજે એકસાર—અજીત૦ ૩
પ્રણામ સાચે સિદ્ધિ થાય, આનંદ સુખકાર;
પ્રભુ પાય પડી બોલો, જીનરાજની જયકાર–અજીત૦ ૪

## અથ શ્રી સંભવનાથજીનું સ્તવન.

દેખો શ્રી નાભીકા નંદા—એ રાગ.

સંભવ જીનરાજ તું મેરા, નીવારો મુજ ભવ ફેરા;
સદા સુખ આપો શિવ કેરા, મીટી જાય કર્મકા ખેરા–સંભવ૦ ૧
પ્રભુ પુન્ય પ્રભાવથી પાયો, શરણ તોરે હું નજીક આયો;
દરીશન દેખ સુખ થાયો, હરખે પ્રભુ તુજ ગુણ ગાયો–સંભવ૦ ૨
સુરતિ તોરી લાગે છે પ્યારી, સુરત જોઇ જાઉં હું વારી,
અજબ છબી છેક છે ન્યારી, ત્રીજા પ્રભુ સંત ઉપગારી–સંભવ ૩
કુમત મત જુઠ નહિ તેરા, સુમત સંગમે સદા ઘેરા;
સાર્થવાહ છો સુમતિ કેરા, મીલાદો મોક્ષકા દેરા—સંભવ૦ ૪
જીણંદ ગુણ ગાવા મુજ હેવા, અજરામર શુદ્ધ પદ લેવા;
વિનતિ સુણી આપજો દેવા, સિદ્ધિને તુજ ચરણ સેવા -સંભવ૦ ૫

## અથ શ્રી અભિનંદનસ્વામીનું સ્તવન.

તીરથની આશાતના નવી કરીએ—એ દેશી.

અભિનન્દન જીનરાજને નિત્ય વંદો,
હાંરે નિત્ય વંદો રે નિત્ય વંદો;
હાંરે નિત્ય વંદીને પાપ નિકંદો,
હાંરે એ છે દિન દયાળ— અભિનંદન૦ ૧

નંદન સંવર રાયનો સુખકારી,
હાંરે એની મુરતિ મોહનગારી;
હાંરે સૌ સંઘને લાગે છે પ્યારી,
હાંરે એતો કૃપાવતાર— અભિનંદન૦ ૨

સિદ્ધાર્થા રાણી માતાની કુખે આવ્યા,
હાંરે સાડા ત્રણસેં ધનુષ્યની કાયા;
હાંરે કંચનવરણી તજી જેને માયા,
હાંરે પ્રભુ ક્ષમા ભંડાર— અભિનંદન૦ ૩

પચાસ લાખ પૂરવતણું જિન આયું,
હાંરે સુરીએ મુખથી એમ ગાયું;
હાંરે ભવી જીવોના મનમાં ભાવ્યું,
હાંરે પ્રભુ જ્ઞાન દાતાર— અભિનંદન૦ ૪

અયોધ્યા નગરી ભલી બહુ દીપે,
હાંરે જાણે સ્વર્ગપુરીને જીપે;
હાંરે ચોથા જીનવર કર્મને ટીપે,
હાંરે સિદ્ધિ પ્રભુ ગુણ ગાય—અભિનંદન૦ ૫

## અથ શ્રી સુમતીનાથજીનું સ્તવન.

પ્રભુજી ભયથી વારો મુજને પાસ ધારોરે–એ દેશી.

પ્રભુ ભવથી તારો, તું છે નાથ હમારો રે–
કાલ અનંતા ભમતો ભમતો, આવ્યો તારી પાસ;
સમકીત સુખડી લેવા કાજે, અરજ કરે છે દાસ—પ્ર૦ ૧
દેવ અનેરા તુમથી છોટા, તું છે જગનો નાથ;
તું શરણાગત સાહેબ મોહોટો, શીવપુરનો છે સાથ—પ્ર૦ ૨
તુજ નામે ભય સઘળા નાસે, તુજ નામે જયકાર;
તુજ નામે મનવંછીત થાયે, તુજ નામે ભવપાર—પ્ર૦ ૩
સુમતીનાથ છે નામ તમારૂં, ક્રૌંચ લંછન પ્રભુ પાય;
સમેતશીખર જઇ અણુસણ કીધાં, મુક્તિ ગયા મહારાય–પ્રભુજી
સેવક સિદ્ધિ વિનતી કરે છે, આવાગમન નિવાર;
કર જોડીને પાય પડું છું, તું મુજને આધાર—પ્રભુજી૦ ૫

## અથ શ્રી પદ્મપ્રભુજીનું સ્તવન.

નમી પ્રભુ તુમ ચરણકમળની ભક્તિ કરૂં દીલ ધારીરે–એ દેશી.

પદ્મપ્રભુને પાય પડીને, વિનતી કરૂં કરજોડ રે;
દીન દયા કર દરિશન દીજે, પોહોંચે મનના કોડરે–પદ્મ૦ ૧
શાંત સુધારસ સુંદર સોહે, મૂરતિ મોહનવેલ રે;
ભાગ્ય ઉદય હુઓ આજ હમેરો, ભલો મળ્યો તુજ મેળરે–પદ્મ૦ ૨
મુખ મટકાળું લોચન દીપે, અવિકારી અનુપ રે;
અવિનાશી નિષ્કલંક અજરામર, એહવું તુજ સ્વરૂપરે–પદ્મ૦ ૩
કોસંબી નગરીમાં જન્મ્યા, ધરરાજ કુળ દીપેરે;
સુસીમા માતા નંદન કહીયે, કર્મ કઠોરને જીપે રે–પદ્મ૦ ૪

ત્રીશ લાખ પૂર્વાયુ પ્રભુનું, અઢીસેં ધનુષ્યની કાય રે;
સિદ્ધિવિજય કહે જીન પૂજાથી, મનવંછીત ફળથાય રે—પદ્મ૦ ૫

## અથ શ્રી સુપાર્શ્વપ્રભુનું સ્તવન.

રાગ સોરઠ—(હાંરે કુમતીને જાદુ દારા) એ દેશી.

સુપાર્શ્વ જીનેશ્વર રાયા રે, જેની કંચન વરણી છે કાયા;
હાંરે જેની કંચન વરણી છે કાયા;
વણારસી નગરમાં જન્મ તુમારા, રાજા પ્રતીષ્ટ કુળે આયા;
બસે ધનુષ્ય પ્રમાણ શરીરનું, પૃથ્વી માતાના જાયા રે,
જેની કંચન વરણી છે કાયા— સુપાર્શ્વ૦ ૧
વીશ લાખ પૂર્વનું આયું, સ્વસ્તિક લંછન પાયા;
ક્ષપક શ્રેણી ચઢી ધ્યાન શુકલથી, કેવળજ્ઞાન પ્રગટાયા રે;
જેની કંચન વરણી છે કાયા— સુપાર્શ્વ૦ ૨
સમોવસરણ બેશી પ્રભુ ભાંખે, દેશના અમૃત ધારા;
ભવીક જીવ પ્રતીબોધ પાંમીને, લીએ સુસંજમ ભારા રે;
જેની કંચન વરણી છે કાયા— સુપાર્શ્વ૦ ૩
કર્મ ખપાવી શિવપુર પોહોતા, અજરામર સુખ પાયા;
અણહારી પદ પ્રભુ મુજને આપો, સિદ્ધિ કહે સુખ દાયારે;
જેની કંચનવરણી છે કાયા— સુપાર્શ્વ૦ ૪

## અથ શ્રી ચંદ્રપ્રભુજીનું સ્તવન.

પ્યારો લાગે મોહે નેમ પ્રભુ મન મોહના—એ દેશી.

વ્હાલો લાગે મોહે, પ્યારો લાગે પ્રભુ, ચંદ્રપ્રભુ મન મોહના;
મન મોહના, પ્રભુ મોહના—વહાલો લાગે મને,
પ્યારો લાગે મને, ચંદ્રપ્રભુ મન મોહના— એ આંકણી

સઇયાં તોરી અખીયાં અવિકારીયા, સંગ સમુદાય બીનતીયા;
પ્રભુ તારી, હું વારી, બલીહારી, શિવનારી, સુખ ભારી,
કરે મોહના—વહાલો લાગે મને, પ્યારો લાગે. પ્રભુ, ચંદ્ર
પ્રભુ મન મોહના—મન મોહના પ્ર૦ ૧
સઇયાં તોરી અખીયાં અવિકારીયા, સંગ સમુદાય બીનતીયા;
ભવ પારે, ઉતારે, દુ:ખ વારે, સંસારે, સુખ ભારે, કરે મો-
હના—વહાલો લાગે મને, પ્યારો લાગે પ્રભુ, ચંદ્ર પ્રભુ મન
મોહના—મન મોહના પ્ર૦ ૨
સઇયાં તોરી અખીયાં અવિકારીયા, સંગ સમુદાય બિનતી-
યા, કહે સિદ્ધિ, બહુ રિદ્ધિ, પ્રસિદ્ધિ, તેં લીધી, સુબુદ્ધિ, કરે
મોહના—વહાલો લાગે મને, પ્યારો લાગે પ્રભુ, ચંદ્ર મન
મોહના—મન મોહના પ્ર૦ ૩

## અથ શ્રી સુવિધિનાથજીનું સ્તવન.

નેમજીએ રથ તોરણસે ફેરાયો, પશુવને પોકાર સુનાયો—એ દેશી.
સુવિધિજીન તેરો દરીશન પાયો, દુરગતિકો બંધ મીટાયો-
એ આંકણી.

કાળ અનંતો ભમતો ભમતો, મનુષ્ય જન્મમેં આયો;
શ્રાવક કુળ ઉંચ ગોત્ર પુન્યથી, ધર્મ કરી હરખાયો—
સુવિધિજીન૦ ૧
દેવ ગુરૂની સેવા સુંદર, પામી મન ઉલસાયો;
દાન શીયલ તપ ભાવના ભાવી, સમકીતશું ચિત્ત લાયો—સુ૦ ૨
આણા પ્રભુની આનંદકારી, મુજ શિર આવી બેસે;
સિદ્ધિ સુખથી મોક્ષમંદીરમાં, તો સેહેજે જઇ પેસે—સુવિધિ૦ ૩

## અથ શ્રી શીતળનાથજીનું સ્તવન,

નમું નમું નમું વિશ્વાધાર—એ દેશી.

શીતળનાથ શીત્તળ કાર, સુંદર મુરત તોરી;
પ્રભુ કૃપાલ દીનદયાળ, કુમત કાપો મોરી—શીતળનાથ૦ ૧
ભદીલપુર જન્મ તુજ, ગાવત ગીત ગોરી;
દ્રઢરથરાયનો નંદન, સુમતિ સંગ જોડી— શીતળનાથ૦ ૨
નંદા રાણી માતા મલાર, માન ગુમાનને છોડી;
સંજમભાર લેઇને વરીયા, સિદ્ધિ કહે શિવગોરી–શીતળ૦ ૩

## શ્રી શ્રેયાંસનાથજીનું સ્તવન.

નમો નમો નમો નમો નમો નમો—એ દેશી.

શ્રી શ્રેયાંસનાથ, તું મોક્ષનો છે સાથ;
ભવકુપથી ઉગારી, મુજ ગ્રહજો નિજ હાથ—એ આંકણી.
તું છે મારો સાહેબોને, હું છું તાહરો દાસ;
આશ પુરો મુજ દાસની, કાંઇ સાંભળી અરદાસ–શ્રીશ્રેયાંસ ૧
સિદ્ધપુર નગરીમાં જન્મ તુમારો, વિષ્નારાણી માત;
વિષ્નુ રાજાને કુલે આયા, સૌ નમે ઉઠી પ્રભાત—શ્રીશ્રેયાંસ. ૨
એંશી ધનુષ્યની સુંદર સોહે, સોનાવરણી કાય ;
વર્ષ લાખ ચોરાસી આયું, ખડગી લંછન પાય—શ્રીશ્રેયાંસ. ૩
ભવ ભવ ભટકી શરણે આયો, અબતો રાખોની મેરી લાજ;
ક્ષમા ભંડારી કૃપાવતારી, તું છે ગરીબ નીવાજ.—શ્રીશ્રેયાંસ. ૪
હું જાચું છું સાહેબ પાસે, ચરણની સેવા સાર;
ભગવંત આણા મુજ શિર ઉપર, સિદ્ધિને આનંદકાર.
શ્રી શ્રેયાંસનાથ૦ ૫—સંપૂર્ણ.

## અથ શ્રી વાસુપુજ્યજીનું સ્તવન.

ઠુમરી રાગ.

વાસુપુજ્યજીની પુજા કીજે, મનુષ્ય જન્મનો લ્હાવો લીજે;
જ્ઞાનકળસ ભરી જળ અભિષેકે, નમન કરી પાપ પંક ધોઇજે;
વાસુપુજ્યજીની૦ ૧

ક્ષમા રકાબી દયા કટોરી, કેસર કોમળ રંગ ઘોલીજે;
ચંદન સુમતા બરાસ ભેળીજે, અંગે જીનવરને અર્ચીજે—
વાસુપુજ્યજીની૦ ૨

પંચ સુમતી પંચરંગી ફુલે, કુસુંમની માળ સુચંગ ગુંથીજે;
નવપદ નવસેરો હાર સુંગંધી, પ્રફુલિત ચિતસું કંઠે ઠવીજે-
વાસુપુજ્યજીની૦ ૩

ધુપધાનું શુભ ભાવ ધરીને, શુકલ ધ્યાન તપ તાપ તપીજે;
ઇનમે ધુપ મોહ ચોરને હોમી, કર્મ બાળી આત્મ રંગે રમિજે-
વાસુપુજ્યજીની૦ ૪

કૃપાદીપક જ્યોત સરલ ફાનસમેં, કેવળજ્ઞાનકી રચના જોઇજે;
ક્ષાયક સમકીત અક્ષત અખંડનો, સાથીઓ કરી ગતી ચાર
ચુરીજે—વાસુપુજ્યજીની૦ ૫

નિરિચ્છા થાળ નૈવેદ કેરો, ભરી અણુહારી ફળ જાચીજે;
સંજમ ફળ જીનવરની આણા, શીર ચડાવી સિદ્ધિ સુખ લીજે.-
વાસુપુજ્યજીની૦ ૬—સંપૂર્ણ.

## અથ શ્રી વિમલનાથજીનું સ્તવન.

શ્રી અરીહંત તું છે દયાળુ—એ રાગ.

શ્રી વિમળેશ્વર તું છે દયાળું, સર્વ જીવ પ્રતિપાળું;

નમન કરીએ વારંવાર, તુજ કીર્ત્તી છે અપરંપાર;
તેરમા તીર્થંકર મહારાજ, ગુણ ગાઇએ તુમારા આજ—
શ્રી વિમળેશ્વર૦ ૧

રોગ શોક સંકટ મિટ જાવે, તુમ નામે સુખ પાવે;
જાપ તમારો છે સુખકાર, સેવક જનને તુમ આધાર;
વિનતી માનો ગરીબ નીવાજ, સીંધ્યાં હમારાં સઘળાં કાજ—
શ્રી વિમળેશ્વર૦ ૨

પુજ્ય તમારી પૂજા રૂડી, દુરમતિ જાએ કુડી;
ભાવે પુજે તુમચા પાય, દુઃખ દોહગ સૌ દુરે જાય;
તોડી કર્મતણી જે જાળ, સુખ સંપત પામે તત્કાળ—
શ્રી વિમળેશ્વર૦ ૩

અનંત જ્ઞાન દર્શન અનંત, ચરણ વીર્ય ભાખે ભગવંત;
તાહારા સુખનો છે નહીં પાર, અંશ મને આપો આ વાર;
પાય પડીને નામું શીશ, સિદ્ધિને દેજો આશીશ—
શ્રી વિમળેશ્વર૦ ૪

## અથ શ્રી અનંતનાથજીનું સ્તવન.

રાગ કેરબો.

જીનરાજતણા ગુણ ગાવોરે, એની સેવાથી સુખી થાઓરે—એ આંકણી
આંગી પૂજા અષ્ટપ્રકારી, નૃત્ય કરી હરખાવોરે—જીનરાજ૦ ૧
ભાગ્ય ઉદય હુઓ આજ હમેરો, એમ દીલમાંહે લાવોરે—જીન. ૨
અપૂર્વ ભાવે ભાવના ભાવો, સમકીત શુદ્ધ દીપાવોરે—જીન૦ ૩
પ્રભુજીની સન્મુખ ઉભા રહીને; મુંદ્રા જોઈ ઉલસાવોરે—જીન૦ ૪
શુકલ ધ્યાનમાં કેવળ પામી, આતમરામ રમાવોરે—જીન૦ ૫
અનંત જીનની અર્ચા કરતાં, વેગે સિદ્ધિ પદ પાવોરે—જીન૦ ૬

## અથ શ્રી ધર્મનાથજીનું સ્તવન.

ધર્મ ધર્મ સહુ કરો સુખકારી, ધર્મ જીણંદ જયકારી,
જય જય કરી સહુ ગાવે ગીત, જીનવર જન્મ્યાછે ભલી રીત;
ઘંટા નાદ બજાવે દેવ, સુરનર સઘળા સારે સેવ— ધર્મ૦ ૧
પ્રભુનો મહોત્સવ કરવા કાજ, આવે સુરપતિ લેઇને સાજ,
વાજે વાજા અપરંપાર, નાચે દેવ દેવી થૈકાર;
ઘુમરી લઇને વળિ વાન, કુંડળ ઝળકે છે બેહુ કાન–ધર્મ૦ ૨
તાલ મૃદંગ વીણા શરણાઇ. નાદ સ્વરોના બહુ સુખ દાઇ,
ઘુમ ઘુમ ઘુમ ઘુમ ઘુઘરૂ ગાજે, હર્ષ ઘણો જે સૌને આજે:
ત્રણ ભુવનમાં થયો ઉદ્યોત, જીન જન્મ્યાને પ્રગટી જ્યોત–ધર્મ૦૩
સૌ જય બોલો ધર્મ જીણંદની, મોક્ષ જાવાની નિસરણી,
ભાવે ભક્તિ કરો ભરપુર, કુગતિ કુડી ભાગે દૂર;
જીન સેવો સૌ થાએ સુખ, સમતા ભાવે જાએ દુઃખ–ધર્મ૦ ૪
પિતા ભાનુ રાજ કુળ આયા, માતા સુવ્રતાએ હુલરાયા,
પીસ્તાળીસ ધનુષ્ય પ્રમાણ, શરીર સૂવર્ણ દેહનું માન;
દશ લાખ વર્ષાયુ જાણ, સિદ્ધિ કહે પ્રભુ સેવો સુજાણ–ધર્મ૦ ૫

## અથ શ્રી શાંતિનાથજીનું સ્તવન.

રાગ લાવણી.

શાંતિનાથ પ્રભુની સેવા છે શુભકારી,
જીનરાજને પુજો ભવીજન આણાકારી;
શીર મુગટ કાને કુંડળ ઝળકે ભારી,
મન ગમતી સુંદર મુરત મોહનગારી—શાંતિનાથ૦ સુંદર ૧
મળે મુક્તાફળની માળા શોભે સારી,

તુજ આંગી અનુપમ મુજને લાગે પ્યારી;
મુખ મટકે લોચન લટકે હું જાઉં વારી,
મન ગમતી સુંદર મુરત મોહનગારી— શાંતિનાથ. ૨
સમ ચોરસ કાયા સહુને આનંદકારી,
કંચન વરણી છે દેહ કૃપા અવતારી;
જળ ચંદન ફુલ ને ધૂપ દીપ મનોહારી,
મન ગમતી સુંદર મુરત મોહનગારી— શાંતિનાથ. ૩
અક્ષત નૈવેદનો થાળ ભરો દિલ ધારી,
શ્રીફળ ને કેળાં કેરી ધરો શ્રીકારી;
પછે પાય પડીને માગો પદ અણહારી,
મન ગમતી સુંદર મુરત્ત મોહનગારી— શાંતિનાથ૦ ૪
દ્રવ્ય ભાવથી પૂજા કીજે જય જયકારી,
ગીત ગાનને તાલ બજાવો ગાઓ લલકારી;
થૈકાર કરીને નૃત્ય કરો સુખકારી,
મન ગમતી સુંદર મુરત મોહનગારી— શાંતિનાથ૦ ૫
બહુ રાગો કરો સનમાન સદા શ્રીકારી,
સત્કાર ને વંદન પૂજા કરો અતિ ભારી;
શ્રદ્ધા સંવેગે ભાવના આનંદકારી,
મન ગમતી સુંદર મુરત મોહનગારી— શાંતિનાથ૦ ૬
શાંતિનાથ પ્રભુના ગુણ ગાઓ સંભારી,
જીનરાજ સદા છે ક્ષમાતણા ભંડારી;
અહંકાર નહીં ને સરળતા ઘણી સારી,
મન ગમતી સુંદર મુરત મોહનગારી— શાંતિનાથ૦ ૭

નિર્લોભ ને સમતા શોભે અપરંપારી,
પ્રભુ અજર અમર અકલંક સદા અવિકારી;
અવિનાશી પરમાનંદ પરમ ઉપગારી,
મન ગમતી સુંદર મુરત મોહનગારી— શાંતિનાથ૦ ૮
ગુરૂ નીતિવિજયના બાળકની મતિ થોડી,
તેણે આવી જામનગરમાં લાવણી જોડી—
શાંતિનાથ પ્રભુજીની અજબ ગતિ છે ન્યારી,
મન ગમતી સુંદર મુરત મોહનગારી— શાંતિનાથ૦ ૯

## અથ શ્રી કુંથુનાથજીનું સ્તવન.

કુંથુનાથ પ્રભુ ઉપગારી, એની મુરતી મોહનગારી,
જામનગરમાં દેહેરૂં દીપે, જાણે સ્વર્ગપુરીને જીપે;
શેઠફુનાજીના સન્મુખ બેઠા, તેતો મુજ મન માંહી પેઠા,
જીન સત્તરમા આનંદકારી, એની મુરતી મોહનગારી—
કુંથુનાથ૦ ૧

હસ્તિનાગપુર માંહે જન્મ્યા, ઈંદ્ર ચંદ્ર આવી સર્વે નમ્યા,
ત્રણ ભુવનમાં શોભા થઈ સારી, એની મુરતી મોહનગારી;
સુરરાજા પિતા કુળ આયા, શ્રી રાણી માતાએ હુલરાયા;
એ છે કેવળજ્ઞાન દાતારી, એની મુરતી મોહનગારી—
કુંથુનાથ૦ ૨

પાંત્રીશ ધનુષ્ય પ્રમાણ, સુવર્ણ શરીરનું માન.
છાગ લંછન દીપે ભારી, એની મુરતી મોહનગારી;
પંચાણું હજાર વર્ષાયું, ભવીજીવોને બહુ ભાવ્યું.
કહે સિદ્ધિ પુરો હોંશ માહારી, એની મુરતી મોહનગારી—
કુંથુનાથ—સંપૂર્ણ.

## અથ શ્રી અરનાથનું સ્તવનં.

છકેલ છેલ છોકરો, ઠગાઇ ખાઇ ઠોકરો—એ રાગ.

અરનાથજી અમારી એક વિનતી સુણો તમે;
સદા તમારી સેવા શુદ્ધ ચરણ ચાહીએ અમે—અરનાથજી. ૧
કૃપા કરીને શુદ્ધ સમકીતં સુખ દીજીએ;
સેવક દીન જાણીને હવે પ્રભુજી રીઝીએ—અરનાથજી૦ ૨
મોહરાય ફંદ જાળથી ઉગારો પ્રભુજી હવે;
દયા કરીને દુઃખ દંડ દૂર કરજો સવે.—અરનાથજી૦ ૩
ક્ષમા કરી સંતોષ સુખ આપજો વિભુ તમે;
અપાર દુઃખ દંડથી છુટીજે જીનજી હમે.—અરનાથજી૦ ૪
આનંદ કંદ એક તુજ આણ શીર ધારીએ;
અપાર સુખ સિદ્ધિ જસ જગતમાં પાઇએ.—
અંરનાથજી૦ ૫—સંપૂર્ણ.

## અથ શ્રી મલ્લીજીનનું સ્તવન.

રાગ—ક્ષત્રીકલંકનો.

પ્રભુ મલ્લીજીનેશ્વર આજ, અરજ મોરી દીલ ધારોરે;
સેવકની રાખો લાજ, અરજ૦
તુમે બ્રહ્મવ્રતના ધરનાર, અરજ.
હું અબ્રહ્મનો સેવનાર. અરજ. પ્રભુ૦ ૧
પ્રભુ જ્ઞાનતણા દાતાર, અરજ.
હું મુરખનો શીરદાર; અરજ.
પ્રભુ ક્ષમા કૃપાવતા, અરજ.
હું ક્રોધ તણો ભંડાર. અરજ. પ્રભુ૦ ૨

પ્રભુ કોમળતા બહુ તુજ, અરજ મોરી દીલ ધારોરે;
અભિમાન ઘણો છે મુજ; અરજ.
તુજ સરલ સ્વભાવ છે સાર, અરજ.
હું કપટ ઘણો કરનાર. અરજ. પ્રભુ૦ ૩
તુજ તૃષ્ણા ગઈ અવી દૂર, અરજ.
મુજ લોભ અતી ભરપૂર; અરજ.
તુમ ચાર માહાવૃત ધાર, અરજ.
હું પુદ્ગળાનંદી અપાર. અરજ. પ્રભુ૦ ૪
તુજ મુરતી મોહનગાર, અરજ.
તુજ ગુણ અનંત અપાર; અરજ.
તુજ તાર પ્રભુ આવાર, અરજ.
તુજ પાય પડું સો સો વાર. અરજ. પ્રભુ૦ ૫
મુજ વિનતડી અવધાર, અરજ.
પ્રભુ આવા ગમન નિવાર; અરજ.
તુજ સેવા કરૂં માહારાજ, અરજ.
પ્રભુ તું છે ગરીબ નિવાજ. અરજ. પ્રભુ૦ ૬
છ મિત્ર પુરવના તુજ, અરજ.
તેના સરીખો ગણો પ્રભુ મુજ, અરજ.
તારી સેવા કરૂં પ્રભુ હુંજ. અરજ.
રૂડું જ્ઞાન નહીં છું અણુજ, અરજ. પ્રભુ૦ ૭
આ સંસારે અનંતીજ વાર, અરજ.
હું મિત્ર તમારો શ્રીકાર; અરજ.
હવે આપો મુક્તિપુરીનું રાજ, અરજ.

કેમ લીધા વિના રહું આજ, અરજ મોરી દીલ ધારોરે. પ્રભુ૦ ૮
ભૂલ ચૂક કરો સહુ માફ, અરજ.
દીલ ખોલીને બોલો સાફ; અરજ.
હું ભક્તિ ભાવે બોલું આજ, અરજ.
તે ક્ષમા કરશો મહારાજ. અરજ. પ્રભુ૦ ૯
હું નીતિવિજયનો બાળ, અરજ.
મારા કર્મની ત્રુટે જાળ; અરજ.
એમ જાચું હું જીનરાજ, અરજ.
કહે સિદ્ધિવિજય પ્રભુ આજ. અરજ. પ્રભુ૦ ૧૦

## અથ શ્રી મુનિસુવ્રત સ્વામીનું સ્તવન.

સુપાર્શ્વ પ્રભુ મહારાજ, સુપાર્શ્વ પ્રભુ મહારાજ—એ રાગ.
મુનિસુવ્રત મહારાજ, સુણો શ્રી મુનિસુવ્રત મહારાજ;
આજ હમારે સુરતરૂ પ્રગટ્યો, દરીસન દીઠું દયાળ—મુ. ૧
શાંત સુધારસ સાર, પ્રભુજી શાંત સુધારસ સાર;
લોચન અમૃત કંચોલાં સરીખાં, દીસે છે અવિકાર.—મુ, ૨
મુખ મટકાલું શ્રીકાર પ્રભુનું, મુખ મટકાલું શ્રીકાર;
મસ્તક મુગટ કાને કુંડળ, શોભે છે અવિકાર— મુનિ૦ ૩
ગળે મોતનકો હાર, પ્રભુ ગળે મોતનકો હાર;
આંગી અનોપમ હીરા ચળકે, પુષ્પ સુગંધી સાર—મુનિ૦ ૪
પિતા સુમિત્ર રાય, પ્રભુના પિતા સુમિત્ર રાય;
રાજગૃહિ નગરીમાં જન્મ્યા, પદ્મારાણી માય— મુનિ૦ ૫
વીશ ધનુષ્યની કાય, પ્રભુની વીશ ધનુષ્યની કાય;
શ્યામ વરણની સુંદર દીપે, દેખી મન ઉલ્લસાય—મુનિ૦ ૬

મૂરતી મોહનગાર, પ્રભુની મૂરતી મોહનગાર;
સિદ્ધિવિજય કહે જીન પુજા છે, સહુને આનંદકાર—મુનિ૦ ૭

## અથ શ્રી નમિનાથનું સ્તવન.

ચંદ્રપ્રભુજીસે ધ્યાનેરે મોહે લાગી લગનવા—એ રાગ.

નમી પ્રભુજીસેં આજરે, પ્રીત લાગી જીણુંદશું;
પ્રીત લાગી લો શુભ મતી જાગી, સફળ હુઓ મુજ કાજરે,
પ્રીત લાગી જીણુંદશું૦
ધન્ય ઘડી ધન્ય એહજ દીનને, જબ નીરખ્યા જીનરાજ રે;
પ્રીત લાગી જીણુંદશું—નમી૦ ૧
આજ અમારે સુરતરૂ પ્રગટયો, મન વંછીતુ ફળ થાય રે;
પ્રીત લાગી જીણુંદશું૦
દરીશન દેખી બહુ સુખ પાયો, કરજોડીને લાગું પાયરે;
પ્રીત લાગી જીણુંદશું—નમી૦ ૨
મનમોહન મન મંદીર આવો, હરખે ચીત ઉલસાયરે;
પ્રીત લાગી જીણુંદશું૦
મોહરાય જો દૂર હઠે તો, કર્મ તે ભાગી જાયરે;
પ્રીત લાગી જીણુંદશું—નમી૦ ૩
સેવક વિનતી દીલમાં ધારી, ચરણુની સેવા મને આપરે;
પ્રીત લાગી જીણુંદશું૦
સિદ્ધિવિજય કહે શુદ્ધ ભાવથી, કરૂં તમારો જાપરે;
પ્રીત લાગી જીણુંદશું—નમી૦ ૪

## અથ શ્રી નેમનાથજીનું સ્તવન.

દરીસન કરવાને જાય, નગર સહુ દરીસન કરવાને જાય;

સુંદર મુરત નેમ પ્રભુની, જોઇ નયન ઉલસાય—
નગર સહુ દરીસન૦ ૧
બ્રહ્મચારી ભગવંત છે મોહોટો, ત્રણ ભુવનનો રાય—
નગર સહુ૦
આંગી અનોપમ અંગ અત્તરની, પૂજા સુગંધી થાય—
નગર સહુ દરીસન૦ ૨
જળ ચંદન પુલ ધૂપ ને દીવો, અક્ષત અખંડ શોભાય—
નગર સહુ૦
નૈવેદ શ્રીફળ કેળાં કેરી, પુંગી ફનસ મૂકાય—
નગર સહુ દરીસન૦ ૩
અષ્ટપ્રકારી પુજા કરીને, નાટક ગીત ગવાય;
નગર સહુ૦
જ્ઞાનકળસ ભરી જળની પુજા, ક્ષમા ચંદન ઘસાય—
નગર સહુ દરીસન૦ ૪
પુલ પંચરંગી પંચ મહાવ્રત, ધુપશું ધ્યાન સોહાય;
નગર સહુ૦
દીપક કેવળ જ્ઞાનકી રચના, લોકા લોક જોવાય—
નગર સહુ દરીસન૦ ૫
ચાર ગતીનું છેદન કરવા, સાથીઓ કરી હરખાય;
નગર સહુ૦
અણુહારી પદ મળવા કાજે, નૈવેદ ધરી ખુશી થાય—
નગર સહુ દરીસન૦ ૬

ફળ પૂજા કરતાં ફળ સિદ્ધિ, પામે મન ઉલસાય;
નગર સહુ૦
ગુરૂગમથી પ્રભુ આણા પાળે, તસ જસ જગમાં ગવાય;
નગર સહુ દરીસન૦ ૭

## અથ શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

ચેતન માળી ચેતી લેને, બગડે તારો બાગ—એ રાગ.

ચેતન ચિંતા દૂર કરીને, જીન ચરણે કર રાગ,
પાર્શ્વ ચિંતામણી મુજને પ્યારા, કયાંથી મળે આ લાગ;
ફરી નહિ મળે વખત આવો, લીજે એક જન્મતણો લ્હાવો.
ચેતન. ૧

સુગુરૂ સુદેવ સુધર્મની સેવા, પુન્યથી પામ્યો આજ;
દાન શીયલ તપ ભાવના ભાવી, સુધારી લે કાજ.
ફરી નહિ મળે વખત આવો, લીજે એક જન્મતણો લ્હાવો.
ચેતન. ૨

જો ચેતે તો ચેત લે પ્રાણી, જો બુઝે તો બુઝ;
ખાનારા તો ખાઇ જશે ને, માથે પડશે તુજ;
ફરી નહિ મળે વખત આવો, લીજે એક જન્મતણો લ્હાવો.
ચેતન૦ ૪

રત્નચિંતામણી નરભવ પામી, તજ તું વિષય કષાય,
લગ્ન ઘડી ઉંઘમાં ગઇ તો, પછે ઘણો પસ્તાય;
ફરી નહિ મળે વખત આવો, લીજે એક જન્મતણો લ્હાવો.
ચેતન૦ ૪

નીતવિજયનો બાળક બોલે, જીન આણા એક સાર,

પાર્શ્વ ચિંતામણી નામ છે સાચું, જુઠો છે સંસાર;
ફરી નહિ મળે વખત આવો, લીજે એક જન્મતણો લ્હાવો.
ચેતન૦ ૫-સંપૂર્ણ.

## અથ શ્રી મહાવીરસ્વામીજીનું સ્તવન.

મહા કોપ થયો તે કળીકાળમાં જો—એ દેશી.

મહાવીર પ્રભુને મ્હારી વંદના જો,
એની વંદના તે પાપ નિકંદના જો— મહાવીર૦ ૧
અલબેલી મુરત જામ શહેરમાં જો,
ભાવે પુજો તો દિન જાએ લેહેરમાં જો— મહાવીર. ૨
જળ ચંદન કુશુમ બહુ જાતીના જો,
જાઇ જુઇ ગુલાબ બહુ ભાતીના જો— મહાવીર. ૩
મોઘરો માલતી ચંબેલી સાહેલી ઘણી જો,
જાસુદ કેતકી ચંપા ને ભલી દાવદી જો— મહાવીર. ૪
ધૂપ કૃષ્ણાગર અગર તગર જાતીના જો,
માંહે કસ્તુરી બરાસ બહુ ભાતીના જો— મહાવીર. ૫
ઘૃત સુગંધીનો દીવો બહુ ઝગમગે જો,
દયા ફાનસમાં તેજી ઘણી તગતગે જો— મહાવીર. ૬
ચોખા અખંડનો સાથીઓ પૂરશોજો,
ગતી ચાર છેદીને કર્મ ચૂરશો જો— મહાવીર. ૭
પેંડા ઘેબર ને લાડુ મોતીચુરના જો,
ગગનગાંઠીઆ તે તાજા હજુરના જો— મહાવીર. ૮
શ્રીફળ કેળાં કેરી સાકર ટેટીઓ જો,
જમરૂખ દ્રાખ ને નારંગીઓ જો— મહાવીર. ૯

પુજા આંગીઓ રચીને ભાવો ભાવના જો,
શિવરમણીથી થાય મિલાવણા જો— મહાવીર. ૧૦
ગુરૂ નીતિવિજય પ્રભુ નામથી જો,
સિદ્ધિ થાય તે શુદ્ધ પ્રણામથીજો—મહાવીર. ૧૧ સંપૂર્ણ.

## અથ શ્રી જામનગરના દેરાસરનું સ્તવન.

પદ.

સહુ જીન મંદીર જાય, નગર સહુ જીન મંદીર જાય—
એ આંકણી.
શેઠનું દેહેરૂં શોભે સારૂં, ઠાઠ ઘણો ત્યાં થાય,
નગરમાં સહુ. ૧
મૂળનાયક શ્રી આદિ જીણંદની, પુજા કરી ગુણ ગાય—નગરમાં.
ચંદ્રપ્રભુજીને દેહેરે અનોપમ, સુંદર મુરતિ સોહાય;
નગરમાં સહુ. ૨
ત્રીજું દેહેરૂં ધર્મજીણંદનું, ધર્મકરણી ત્યાં થાય—નગરમાં.
પાર્શ્વપ્રભુજીની પુજા કરતાં, હરખે મન ઉલસાય.
નગરમાં સહુ. ૩
શાંતિજીણંદનું દેહેરૂં છે ઉંચું, બાવન દે'રી સોહાય—નગરમાં.
ફરતી ભમતી ફરતા ચો મુખ, જોઈ નયણુ હરખાય.
નગરમાં સહુ. ૪
ઉપર ચૌમુખ સુંદર દીપે, ગગને ધજા ફરકાય—નગરમાં.
શાંતિજીણંદને દેહેરે અનોપમ, નેમજીની ચોરી કહેવાય:
નગરમાં સહુ. ૫
અદ્દભૂત પ્રતિમા ચાર છે મોટી, ચૌમુખની શોભાય—નગરમાં.

વીરજીણંદ ને ભાભાપાસજી, નેમ નગીના ગવાય;
નગરમાં સહુ. ૬
કુંથુનાથ ને શેષફણાજીની, આંગી અનોપમ થાય—નગરમાં.
ઝળક ચળકતી રત્નની પ્રતિમા, જોઇને મન ઉલસાય;
નગરમાં સહુ. ૭
ચૌમુખ ઉંચો શિખરની શોભા, ગગને ફરકે ધજાય—નગરમાં.
મંદીર મેરૂ સરીખા જોઇને, મનડું અતિ લોભાય,
નગરમાં સહુ. ૮
વાસુપુજ્યની પૂજા કરતાં, મન વંછીત સુખ થાય—નગરમાં.
પુજા કરે જે પુજ્ય તે થાયે, અજર અમર પદ પાય;
નગરમાં સહુ. ૯
બ્રહ્મચારી ભગવંત નગીના, નેમ પ્રભુજી કહેવાય—નગરમાં.
શીલ રંગીલા જ્ઞાન રસીલા, જદુપતી જગમાં ગવાય.
નગરમાં સહુ. ૧૦
ધર્મજીનેશ્વર જૈન ધર્મના, ચક્રવર્ત્તી કહેવાય—નગરમાં.
રંગમંડપમાં પાંચે તીર્થના, અનોપમ ચીત્ર બનાય.
નગરમાં સહુ. ૧૧
અજીતનાથજી વંડે બીરાજે, જીતના ડંકા થાય—નગરમાં.
જાત્રા નવાણું આદિ જીણંદની, અનોપમ કરી હરંખાય.
નગરમાં સહુ. ૧૨
ઘરનાં દેહેરાં બે છે નગરમાં, ત્યાં પણ દરીસન થાય—નગરમાં.
સમકીત નિર્મળ કરવા કાજે, જીન પુજી સહુ ખુશી થાય;
નગરમાં સહુ. ૧૩

સરળ સ્વભાવી કૃપાવતારી, નીતિવિજય ગુરૂ રાય—નગરમાં.
કિંકર શીષ્ય સિદ્ધિવિજય તસ, નીત નીત પ્રણમે પાય.
નગરમાં સહુ. ૧૪–સંપૂર્ણ

## અથ શ્રી પર્યુષણપર્વનું સ્તવન.

આલે આલે ત્રીસલાનો કુંવર–એ દેશી.

આવ્યાં રૂડાં પજુસણ ચંગ, ભવીક મન રંગ પુજો જીનરાજને એ, જીન પુજી ગુરૂ વંદન કરો એ, વ્યાખ્યાન સુણો સુવિવેક તો, દુઃખ દોહગ ટળે એ—આવ્યાં રૂડાં૦ ૧

સકળ સૂત્ર શીર મુગટ માંહે, કલ્પસૂત્ર છે સાર તો સુણી મન ઉલસે એ; વીર પાસ નેમ આંતરે એ, આદિ ચરિત્ર વખાણુ તો, સ્થીરાવળી સાંભળો એ—આવ્યાં રૂડાં૦ ૨

સમાચારી સુણી હરખીએ એ, પટાવળી ગુણ ગેહતો; કથા મુનીરાજની એ, એમ એ સૂત્રને સાંભળી એ; સફળ કરો નર દેહ તો, ગુરૂગમ ધારીએ એ—આવ્યાં રૂડાં૦ ૩

જીવ દયા ગુણ વેલડીએ, મૃષા ન બોલો લગાર તો, ચોરી નવી કીજીએ એ; નારી નરકની દીવડીએ, તેહનો નવી કીજે સંગ તો, શિવ સુખ લીજીએ એ—આવ્યાં રૂડાં૦ ૪

ધન ખર્ચી લ્હાવો લીજીયે એ, દાન દીજે દુખીયા દીન તો; અનુકંપા કરી એ, સ્વામીવત્સલ ભલા કીજીએ એ; દીજે સુપાત્રે દાન તો, મનવંછીત ફળ્યા એ—આવ્યાં રૂડાં૦ ૫

છઠ અઠમાદિ તપ કરીએ, સમદમ કરી ગાળો દેહ તો, પૂર્વ સાધુપરે એ, ધન ધન એહવા રીખીશ્વરૂ એ; શુરવીર થઇ તપ કીધ તો, પુજ્ય થયાં રૂડી પરે એ—આવ્યાં રૂડાં૦ ૬

વીરે ધન્નો વખાણીયો એ, પોહોતો મુગતી મોઝાર તો, કર્મ રહીત થયો એ, દ્રઢપ્રહારી હત્યા કરી એ, કીધાં કર્મ અઘોર તો, તપ કરી સુખી થયો એ—આવ્યાં રૂડાં૦ ૭
નાગકેતુની પેરે ભાવીએ એ, ભાવના ગુણમણી ખાણ તો, કેવળ પામીએ એ, હરીકેશી મુનીરાજીઓ એ; ઉપન્યો કુળ ચંડાલ તો, પુજ્ય થયો તપ કરી એ—આવ્યાં રૂડાં૦ ૮
સંવછરી દીન ખામણાં એ, ખામીજે સહુ જીવ તો, કર્મથી છુટીએ એ, ક્રોધ કષાય કીધા આકરા એ; ખમાવો સવી અપરાધતો, સરલ સ્વભાવથી એ—આવ્યાં રૂડાં૦ ૯
અરીહંતજીને પ્રથમ નમો એ, ખમાવો ધરી સુવિનીત તો. ધ્યાન રૂડું ધરી એ, સિદ્ધ સઘળાને ખમાવીએ એ; સાધુ સદા ગુણવંત તો; શરણ ચિત્ત ધારીયે એ—આવ્યાં રૂડાં૦ ૧૦
ચતુરવિધ સંઘને ખામણાં એ, ખમાવો ભવી ભલી રીત તો, વિનય કરી ઘણો એ, લાખ ચોરાશી જોની જીવને, ખમાવો થઇ સાવધાન તો, ભવ ફેરા ટળે એ—આવ્યાં રૂડાં૦ ૧૧
મન વચન કાયાએ જે કર્યાં એ, કરાવીયાં જે પાપ તો. મન ઉલસાવીને એ, મીચછામી દુક્કડ દીજીએ એ. રીઝીએ કરી ઉપગાર તો, સુખ સંપત મળે એ—આવ્યાં રૂડાં૦ ૧૨
સંવત ઓગણીશ બાવન સાલે એ, શ્રાવણ વદી બીજ દીન તો. સ્તવન બનાવીયું એ. હું અજ્ઞાની મંદ મતી એ. બુદ્ધિહીણ ચપળ ચિત્ત તો, જામનગર રહી એ—આવ્યાં રૂડાં૦ ૧૩
જૈન મંદીર દશ દીપતાં એ, જોઇ મન થયો ઉલ્લાસ તો, સિદ્ધગિરી સાંભરે એ. ચોફેર દેહરાં ધજા ગગનમાં, વચમાં રહી

જૈનશાળા તો, પજુસણ ત્યાં કરી એ—આવ્યાં રૂડાં૦ ૧૪
ખમાવું હું સકલ જીવને એ, જોની ચોરાશી લાખ તો, મન
વચ કાયે કરી એ, નીતિવિજય ગુરૂ રાયના એ, સિદ્ધિવિજય
નમે પાય તો, કર જોડી કરી એ—આવ્યાં રૂડાં૦ ૧૫-સંપૂર્ણ

## અથ શ્રી નવપદજીનું સ્તવન.

શ્રી અરિહંતજી તું છે દયાળું-એ રાગ.

શ્રી નવકાર સદા સુખકારી, સહુને આનંદકારિ,
જપિયે નવપદ વારંવાર, જેમ પામો ભવસાયર પાર.
લિલાલેહેર ને સુખ સંપત્તિ, વેગે પામો પંચમી ગતિ,
શ્રી નવકાર સદા સુખકારી-એ આંકણી.
શ્રી અરિહંત જપો જયવંતા, ભવિજનને મન ગમતા;
જપિયે ધુરપદ વારંવાર, જેમ પામે ભવસાયર પાર,
લિલાલેહેર ને સુખ સંપત્તિ, વેગે પામો પંચમી ગતિ. ૧
બીજે સીદ્ધપદ ધ્યાવો ધ્યાન, ધ્યાન થકી હોય ક્રોડ કલ્યાણ,
જપિયે સિદ્ધપદ વારંવાર, જેમ પામો ભવસાયર પાર.
લિલાલેહેર ને સુખ સંપત્તિ, વેગે પામો પંચમી ગતિ. ૨
ત્રીજે સુરીપદ સમરો સહુ, વિનય હૃદય આણીને બહુ,
જપિયે સુરીપદ વારંવાર, જેમ પામો ભવસાયર પાર;
લિલાલેહેર ને સુખ સંપત્તિ, વેગે પામો પંચમી ગતિ. ૩
ચોથે પદ પાઠકને ધ્યાવો, બહુ માન કરીને ગુણ ગાવો;
જપિયે પાઠક પદ વારંવાર, જેમ પામો ભવસાયર પાર;
લિલાલેહેર ને સુખ સંપત્તિ, વેગે પામો પંચમી ગતિ. ૪
સર્વ સાધુ પંચમપદ માહે, તપ જપ કરી કર્મને દાહે;

જપિયે મુની પદ વારંવાર, જેમ પામો ભવસાયર પાર;
લિલાલેહેર ને સુખ સંપત્તિ, વેગે પામો પંચમી ગતિ. ૫
દંસણ પદ છઠે ભવિ જાણો, સરધા સંવેગે મન આણો;
જપિયે દંસણ પદ વારંવાર, જેમ પામો ભવસાયર પાર;
લિલાલેહેર ને સુખ સંપત્તિ, વેગે પામો શિવપુર ગતિ. ૬
જ્ઞાન સાતમે મતિ સુત અવધિ, મન પરજવ કેવળની શુદ્ધિ;
જપિયે જ્ઞાન પદ વારંવાર, જેમ પામો ભવસાયર પાર;
લિલાલેહેર ને સુખ સંપત્તિ, વેગે પામો શિવપુર ગતિ. ૭
ચારિત્ર પદ નમો આઠમે ભાવે, બાહ્ય અભ્યંતર દુઃખ જાવે;
જપિયે સંજમ પદ વારંવાર, જેમ પામો ભવસાયર પાર;
લિલાલેહેર ને સુખ સંપતિ, વેગે પામો શિવપુર ગતિ. ૮
તપ નવમે કરો સરળ સ્વભાવ, દુષ્ટ કર્મ સૌ નાસી જાય;
જપિયે તપ પદ વારંવાર, જેમ પામો ભવસાયર પાર;
લિલાલેહેર ને સુખ સંપતિ, વેગે પામો શિવપુર ગતિ. ૯
એમ નવ પદની ભક્તી કીજે, સિદ્ધિ સદા સુખ લીજે;
જપિયે નવપદ વારંવાર, જેમ પામો ભવસાયર પાર;
લિલાલેહેર ને સુખ સંપતિ, વેગે પામો શિવપુર ગતિ. ૧૦

## શ્રી સિદ્ધચક્રનું સ્તવન.

સુનો સુપાર્શ્વ પ્રભુ મહારાજ—એ રાગ.

ભવી મંત્ર ગણો નવકાર, ભવી તુમે મંત્ર ગણો નવકાર;
પુરવ ઉત્તર સનમુખ રહીને, જાપ જપો શ્રીકાર—એ આંકણી. ૧
એમાં દેવ ગુરૂને ધર્મ, એમાં છે દેવ ગુરૂને ધર્મ;
એ ત્રણ તત્વને ચિત્તમાં ધારો, જાણો પ્રવચન મર્મ.

ભવી મંત્ર ગણો નવકાર, ભવી તુમે મંત્ર ગણો નવકાર. ૨
જેનાથી સુખ સંપત બહુ થાય, જેનાથી સુખ સંપત બહુ થાય;
રોગ શોક સંકટ મિટ જાવે, સિદ્ધચક્ર પસાય;
ભવી મંત્ર ગણો નવકાર, ભવી તુમે મંત્ર ગણો નવકાર. ૩
વિકરાળા વાઘ સિંહને વ્યાળ, વિકરાળા વાઘ સિંહને વ્યાળ;
ભૂત પ્રેત ને ડાકણ સાકણ, દુર ભાગે તત્કાળ.
ભવી મંત્ર ગણો નવકાર, ભવી તુમે મંત્ર ગણો નવકાર. ૪
પીડા કોડ જલોદર પીડા, જે કોડ જલોદર ખાસ;
તાપ હેડકી પાઠાં નાસુર, સઘળા થાએ નાશ.
ભવી મંત્ર ગણો નવકાર, ભવી તુમે મંત્ર ગણો નવકાર. ૫
રૂડા શ્રીપાળ કુંવરને સાર, રૂડા શ્રીપાળ કુંવરને સાર;
કોડ ગયો વાન વળ્યું વળી, સુખ થયું અપરંપાર.
ભવી મંત્ર ગણો નવકાર, ભવી તુમે મંત્ર ગણો નવકાર ૬
ભવી સહુને આનંદકાર, ભવી એ સહુને આનંદકાર;
સિદ્ધિવિજય કહે, સિદ્ધચક્રની બોલો જય જયકાર.
ભવિ મંત્ર ગણો નવકાર, ભવી તુમે મંત્ર ગણો નવકાર. ૭

## લાવણી.

આઈ રૂત વસંત નગરમાં, ઘંટ બાજતા ઘનનનન;
જીનમંદીરમાં જ્ઞાન ધ્યાનકી, ધુમ મચિહે મગનનનન.
એ આંકણી. આઇ રૂત૦ ૧

જળ ચંદન ફૂલ ધૂપ સુગંધિ, દિપ કરે ભવિ જતનનનન.
અક્ષત નૈવેદ ફળ ઉછરંગે ધરે, જીનવર આગે સદનનનન.
આઇ રૂત૦ ૨

તાલ મૃદંગ સરનાઇ સરોદા, ઝાલર વાજે ઝનનનન;
ઘન ઘમ ઘમ ઘમ ઘુઘરૂ બાજે, છોકરા નાચે છનનનન.
આઇ રૂત૦ ૩

ગીત ગાયન સુરંગ ઉડાવે, પ્યાના બાજે પનનનન;
ભાવ અંતરસુ તાન લગાવો, તાનસુ તાનમે તનનનન.
આઇ રૂત૦ ૪

ચો ફેર દેરાં ધજા ગગનમે, ફરકે ફરફર ફનનનન;
વીચમે શાળા જૈનધર્મની, ગુણ ગાવે ત્યાં સજનનનન.
આઇ રૂત૦ ૫

રત્ન ચિંતામણી નરભવ પામિ, ગુરૂગમથિ કરો સ્તવનનન;
નીતિવિજયનો બાળક બોલે, નિશદીન કરો પ્રભુ ભજનનન.
આઇ રૂત૦ ૬–સંપૂર્ણ.

## અથ શ્રી શાંતિનાથનું સ્તવન

પ્રભુ પાસ તારી મુરતી મોહનગારી—એ દેશી.

શાંતિનાથ તારી મુરતી મોહનગારી,
સૌ સંઘને લાગે છે ઘણી પ્યારી— શાંતિનાથ૦ ૧

દયા કીધી ઘણી પારેવો ઉગારી;
લીધી પદવી તીર્થંકરની અતિ ભારી— શાંતિનાથ૦ ૨

ચઢયા શ્રેણી વરઘોડે આનંદકારી,
ત્રણ ભુવનમાં શોભા દીપે સારી— શાંતિનાથ૦ ૩

મંડપ અધ્યાતમ રચીઓ સુખકારી;
સુમતી ને ગુપ્તી રચના મનોહારી— શાંતિનાથ૦ ૪

સાસુ પરણતી પુંખે અવિકારી,
મુગતાફળનો થાળ વધાવે જાય વારી— શાંતિનાથ૦ ૫

હાનાદિક ચૌ ચોરી મનોહારી,
દેખી અમચી ઠરી અંખીયાં આનંદકારી—શાંતિનાથ૦ ૬
ક્ષમા માહેરામાં બેઠા સુખકારી,
મુગતીવધુ જીનરાજ વરી નારી— શાંતિનાથ૦ ૭
કંસાર પરમ આનંદ આરોગે ધારી,
હોય પરસ્પર મુખમે ધરે સુવિચારી— શાંતિનાથ૦ ૮
ગુરૂ નીતિવિજયનો બાળક વારંવારી,
કહે સિદ્ધિ બોલો પ્રભુની જયકારી— શાંતિનાથ૦ ૯

## અથ શ્રી શાંતિજીનનું સ્તવન.

પ્રભુ પાસ તારી મુરતી આનંદકારી—એ રાગ.

પ્રભુ આજ બની અંગીયાં આણંદકારી,
જોઇ મુરત મને લાગે છે ઘણિ પ્યારિ—પ્રભુ આજ૦
એ આંકણી. ૧
સિર મુગટ મણિ ઝળકે મનોહારી,
કાન કુંડળ શોભે છે ચમતકારી— પ્રભુ આજ૦ ૨
ગળે હાર મોતિમાળા દીપે સારી,
મુખ કમળની શોભા અવિકારી— પ્રભુ આજ૦ ૩
લોચન અમિઅ કંચોળાં દીસે ભારી,
શાંતિનાથં પ્રભુ તારી છે ગતિ ન્યારી—. પ્રભુ આજ૦ ૪
પ્રભુ પારેવો ઉગારી કુગતિ વારિ,
હું તો જાઉં તારી જીનજી બલીહારી— પ્રભુ આજ૦ ૫
પ્રભુ પાય પડું તને હું વારંવારી,
કહે સિદ્ધિ મને ભવથી લેજો તારી— પ્રભુ આજ૦ ૬

## અથ શ્રી નેમનાથજીનું સ્તવન.

ટોપીવાળે જા હો ગઈ ખુરબાન તેરી સુરતપર—એ દેશી.

નેમી પ્યારે જાન નેમી પ્યારે જાન,
હો ગઈ ખુરબાન તેરી સુરતપર— એ આંકણી.

તોરણ આએ ચલે રથ ફેરી, પશુકી સુની પોકાર;
રાજુલ સુંદર નાર છોડીને, શું ચાલ્યા ગિરનાર—
નેમી પ્યારે જાન૦ ૧

આઠ ભવની પ્રીત પુરાણી, કેમ તોડી આ વાર;
મુક્તિ ધુતારી વરવા કાજે, શું ચાલ્યા ગિરનાર—
નેમી પ્યારે જાન૦ ૨

નેમ પ્રભુને પાય પડીને, રાજુલ ગઇ ગિરનાર;
સિદ્ધિ શોકયનું રૂપ જોવાને, લીધો સંજમ ભાર—
નેમી પ્યારે જાન૦ ૩

નેમ રાજુલ દોય મુગતે પોહોતાં, પામ્યા ભવનો પાર;
સેવક સિદ્ધિ કહે પ્રભુ મારી, આવાગમન નિવાર—
નેમી પ્યારે જાન૦ ૪

## અથ શ્રી નેમનાથજીનું સ્તવન.

કુમતીને જાદુ ડારા—એ રાગ.

નેમી પ્યારેજીસે કહિયો, હાંરે નેમી પ્યારેજીસે કહિયો;
મેરી બાત બિસર મત જાઇયો રે, નેમી પ્યારેજીસે કહિયો.
એ આંકણી.

તોરણ આવિ રથ ફેરાવિ, પશુ પોકાર સુનઇયો;
ગિરપરાથી રાજુલ છોડી, કયું ગિરનાર જા રહીયોરે;
નેમિ પ્યારેજીસે કહિયો૦ ૧

આઠ ભવની પ્રીત હતી તો, નવમે ભવ નિર વહિયો;
સંજમ લઉંગી સાથ ચલુંગિ, સિદ્ધિશું ચિત રમિયોરે;
નેમિ પ્યારેજીસે કહિયો૦ ૨

## શ્રી નેમનાથજીનુ સ્તવન.

નેમ પ્રભુજીની મુરતિ, મને લાગે છે ઘણી પ્યારી,
નેમ પ્રભુજીની મુરતિ મને— એ આંકણી.
અંજબ અનોપમ સુરત સોહે, અંખિયાં હે અવિકારી.
નેમ પ્રભુની૦ ૧
તોરણ આવિ રથ ફેરાવિ, પશુકી સુની પોકારી.
નેમ પ્રભુની૦ ૨
સિદ્ધિવધુકુ વરવા કાજે, છોડી રાજુલ નારી.
નેમ પ્રભુની૦ ૩

## શ્રી પાર્શ્વનાથજીનું સ્તવન.

પ્રભુછોરે શ્રી સમુદ્રવિજયના, પુત્ર તમે નેમનાથ—એ રાગ.
પ્રભુ છોરે શ્રી અશ્વસેનના, પુત્ર તમે પાર્શ્વનાથ;
કમઠ હરાવણ નાગકુ તારણ, સંભળાવ્યો નવકાર;
ઉપગારી, દયા ધારી, ભય ભારી, તેણે વારી;
ધરણેંદ્રની પદવી આપી નાગને, કર્યો તમે સનાથ—
પ્રભુ છોરે૦ ૧
નેમ રાજુલની ચોરીને જોઇ, પ્રભુ પામ્યા વૈરાગ;
છોડી રાજ, કરવા કાજ, તજી રિધિ, દીક્ષા લીધી,
પ્રભુ કાઉસગ ધ્યાને રહ્યા ને, ત્યાં તો થયો ઘણો ઉત્પાત—
પ્રભુ છોરે૦ ૨

ઘોર ઘટા ઘન વાદળ ગાજે, વીજળી તણો ચમકાર;
ધમઘોર, થયો શોર, ઝરઝરઝર, ફરફરફર;
બહુ ગાજવિજ કરી કમઠાસુરે, કર્યો ઘણો ઉત્પાત—
પ્રભુ છોરે૦ ૩

અચળ ન ચળિઆ પાસ પ્રભુજી, કમઠ લાગ્યો તવ પાય;
કર જોડી, મારા સ્વામી, હું પાપી, કરો માફી,
સમકીત સુખડી લઇ સરળ સ્વભાવે, કમઠ થયો સનાથ—
પ્રભુ છોરે૦ ૪

શુકલ ધ્યાનમાં કેવળ પામી, મુગતે ગયા પ્રભુ પાસ;
કહે સિદ્ધિ બહુ રિદ્ધિ, સુખ પામ્યા, દુઃખ વામ્યા,
પ્રભુ હું છું કીંકર દાસ તુમારો, પાય પડું સો વાર—
પ્રભુ છોરે૦ ૫

## દિવાળીનું સ્તવન

છોડ ચલા વણજારા—એ રાગ.

દિવાળી છે આણંદકારી, સહુ સંઘને લાગે પ્યારી—
એ આંકણી.

માહાવીર થયા નિરવાણ, ગૌતમને કેવળજ્ઞાનરે;
અમાવાસ્યા છે અધિકારિ, સહુ સંઘને લાગે પ્યારી૦ દિ૦ ૧

જુહાર લોકે સહુ કીધા, ભવીજીવોના કારજ સીધ્યારે;
ખિર ખાંડ જમે નરનારી. સહુ૦ દિવાળી૦ ૨

જીન પુજા કરે બહુ ભાવે, ભગવંતતણા ગુણ ગાવેરે;
જીનરાજ છબી છે ન્યારિ. સહુ૦ દિવાળી૦ ૩

મંદિરમાં દીવો દીપે, જાણે સ્વર્ગપૂરીને જીપેરે;
પ્રભુ મુરત મોહનગારી. સહુ૦ દિવાળી૦ ૪

પોસા પડીકમણા કીજે, મનુષ્ય જન્મનો લાહો લીજેરે;
કરો ક્રિયા શુદ્ધ શ્રીકારી. સહુ૦ દિવાળી૦ ૫
સુજ્ઞાન સુધારસ પીજે, ઉછરંગે દાન તે દીજેરે;
અષ્ટ પ્રવચન માતા સારી. સહુ૦ દિવાળી૦ ૬
મનગમતી સુંદર સોહે, ભવીજીવોના મન મોહેરે;
એની પ્રતિમા પરોપકારી. સહુ૦ દિવાળી૦ ૭
લઘુ બાળક નીતિવિજયનો, તેણે સ્તવન રચ્યો મહાવીરનોરે;
અરિહંત સદા ઉપગારી. સહુ૦ દિવાળી૦ ૮

## આંગીનું સ્તવન.

ઠુમરી—એ રાગ

અંગીયાં મેરે પ્રભુજીકી આજ બની,
કનક પત્રમે હીરા સોહે;
બીચ બીચ રતનકી લાલ ચૂની. અંગીયાં૦ ૧
બાંહે બાજુબંધ બેરખા દીપે,
ગળે મોતનકી માળ ઘની. અંગીયાં૦ ૨
મસ્તક મુગટ કાનોમેં કુંડળ,
જલક ચળકતી લીલી મણી. અંગીયાં૦ ૩
મોગર લાલ ગુલાબ ચંબેલી,
ચંપક કેતકી બેહેકે ઘણી. અંગીયાં૦ ૪
ઘુમ ઘુમ ઘુમ ઘુમ ઘુઘરૂ બાજે;
છનન છનન રણકાર બની. અંગીયાં૦ ૫
નીતિવિજય ગુરૂ ચરણ પસાયે,
સિદ્ધિ વરે પ્રભુ નામ ભણી. અંગીયાં૦ ૬

## અથ સ્તવન.

અરે પ્રભુ મુજ મન વસજો મેહેર ધારીરે—એ રાગ.

હાંરે પ્રભુ આજ તો કરોને મેહેરબાનીરે;
સમકીત સુખડી આપો પ્રભુજી;
મીઠી અમીરસ માનીરે— હાંરે પ્રભુ૦
દીન દયા કરી ઠાકોર દીજે,
ચરણની સેવા તુમારીરે— હાંરે પ્રભુ૦
નીતિવિજય પ્રભુ ચરણ પસાએ,
સિદ્ધિ વરે સુખકારીરે— હાંરે પ્રભુ૦

## અથ સ્તવન.

પદ એ રાગ.

કબ સમરોગે જીન નામ, અબ તુમે કબ સમરોગે જીન નામ;
જુઠી માયા જુઠી કાયા, જુઠા જગતનાં કામ— અબ તુમે૦
આલપંપાળને ખટપટ છાંડી, ઝટપટ ખરચો દામ- અબ તુમે૦
દાન શિયળ તપ ભાવના ભાવો, મોક્ષ જવાની ધરો હામ-અબ તુમે૦
મોહરાયને જેર કરેતો, સિદ્ધિ વરે સુખ તામ— અબ તુમે૦

## અથ શ્રી સિદ્ધગિરિનું સ્તવન.

તુમે છેલ છબીલા નેમ ઇહાં આવો—એ રાગ.

તમે સયન સલુણા દેવ દિલમાં આવો,
મને સિદ્ધગિરિ લઇ જાઓ;
મને કંચનગિરિ ભેટાવો,
મારા પ્રથમ જીનેશ્વર દેવ દીલમાં આવો.—એ આંકણી.
એમાં શોભા વધશે સારી,

ગુણ ગાશે જગત નરનારી;
સિદ્ધગિરિની રચના ભારી— તમે સયન૦ ૧
મને હરખ ઘણો મન થાય,
તે મુખથી નહી કેહેવાય;
ઘણા જીવો ત્યાં મોક્ષે જાય.— તમે સયન૦ ૨
ગિરિ ભેટે પાપ પળાય,
એને સેવે બહુ સુખ થાય;
એમ સિદ્ધિવિજય ગુણ ગાય.— તમે સયન૦ ૩

## અથ શ્રી શાંતિનાથજીનું સ્તવન.

રાગ—ઠુમરી.

આજ તો અરજ મોરી સુણો પ્રભુ મેહેર કરી,
સેવકની દયા ધારી ભવથી ઉગારો, મોહફંદ દૂર કરી,
કીંકરનો કર ધરી, માયાજાળ તોડી કરી કુમતાને વારો—
આજ તો૦ ૧

કૃપા કરી દીજે દાન, સેવક વધારો માન,
કાળના મ્હોમાંથી મને હાથ ઝાલી કાઢો,
દુઃખી દીનકે દયાળ શયન સલુને લાલ,
દાતની વિનતી માની અરજી શ્રીકારો— આજ તો૦ ૨
ચરણની સેવા ચાહું, શાંતિજીનના ગુણ ગાઉં,
સિદ્ધિ સ્વરૂપ થાઉં, તમારો છે આશરો— આજ તો૦ ૩

## અથ સ્તવન.

પદ—એ રાગ.

હવે તું થા હોંશિઆર, ચેતન હવે તું થા હોંશિઆર;

કાળ અનંતો ભમતો ભમતો, પામ્યો મનુષ્ય અવતાર—ચેતન૦
સુગુરૂ સુદેવ સુધર્મની સેવા, પુન્યથી પામો સાર—ચેતન૦
કંચન કામની દુર કરિને, જીન ગુણ ગાની લગાર—ચેતન૦
મોક્ષ જાવાની હોંશ કરે તો, પ્રભુ પુજી લે આ વાર—ચેતન૦
નાગકેતુની પેરે ભાવના ભાવી, પામીજે ભવ પાર—ચેતન૦
નીતિવિજય ગુરૂ ચરણ પસાયે,સિદ્ધિને સુખ અપાર—ચેતન૦

## સિદ્ધગિરિનું સ્તવન.

ગયા નેમ તે ગિરનારી—એ રાગ.

આદિનાથ આનંદકારી, એની છબી મોહનગારી—એ આંકણી.
પ્રથમ તીર્થંકર પ્રથમ નરેશ્વર, પ્રથમ જતી બ્રહ્મચારી;
પૂર્વ નવાણું વાર શેત્રુંજે, સમોવસરીઆ દીલધારી–આદિનાથ૦ ૧
રાયણ હેઠે પ્રભુજીનાં પગલાં, પૂજો ભવીક નરનારી;
રીખવદેવની સેવા કીજે, મન ઉલસાવી શ્રીકારી–આદિનાથ૦ ૨
કાંકરે કાંકરે શ્રી સિદ્ધક્ષેત્રે, જીવ અનંતા સિદ્ધા;
મોક્ષમંદીરમાં મોજ કરે છે, તે છે જગ પ્રસિદ્ધા–આદિનાથ૦ ૩
દેશ દેશકે જાત્રાળુ આવે, દરિસન કરે મન ભાવે;
ફુલ સુગંધીના ગજરા ચઢાવે, હરખે જીન ગુણ ગાવે–આદિ૦ ૪
નીતિવિજયનો બાળક બોલે, એ જીનની બલીહારી;
સુંદર મૂરત શોભે સારી, સૌને લાગે પ્યારી–આદિનાથ૦ ૫

## અથ સિધગિરિનુ સ્તવન.

સુનો મેરે પ્રીતમ, અબી મેરેકુ સિદ્ધગીરી લે જા;
લે જા કંચનગીરી લે જા– સુનો૦ ૧
સિદ્ધગીરી જાકે આદિજીનંકી, સુંદર મુરત દેખા;

દેખા સુંદર મુરત દેખા- સુનો૦ ૨
અષ્ટપ્રકારી પુજા કરીને, જીન ગુણ ગાને આ વાર;
આ વાર જીન ગુણ ગાને આ વાર- સુનો૦ ૩
થૈ થૈ થૈ થૈ નૃત્ય કરીને, અષ્ટકર્મકું જલા;
જલા અષ્ટ કર્મકું જલા- સુનો૦ ૪
ભાવ અંતરસેં ગુણ ગાય કે, મુક્તિપુરીમાં જા;
મુક્તિપુરીમાં જા- સુનો૦ ૫
સિદ્ધી સુખ અનંત જાનકે, સરલ ચિત્ત હો જા;
હોજા સરલ ચિત્ત હોજા-સુનો મેરે પ્રીતમ૦ ૬—સંપૂર્ણ.

## અથ શ્રી પાર્શ્વજિન સ્તવન.

શાતાં જેવાં ફુલડાં ને, સામળ જેવો રંગ;
આજ તારી આંગીનો કાંઈ, રૂડો બન્યો રંગ.
પ્યારા પાસજી હો લાલ, દીન દયાળ મુને નયણે નિહાલ-
એ આંકણી. ૧

જોગીવાડે જાગતો ને, માતો ધીંગડ મલ્લ;
શામળો સોહામણો ને, જીત્યા આઠે મલ્લ- પ્યારા૦ ૨
તું છે મારો સાહીબો ને, હું છું તારો દાસ;
આશા પૂરો દાસની કાંઇ, સાંભળી અરદાસ- પ્યારા૦ ૩
દેવ સઘળા દીઠા તેમાં, એકજ તું અવલ્લ;
લાખેણું છે લટકું તહારૂં, દેખી રીઝે દિલ્લ- પ્યારા૦ ૪
કોઇ નમે છે પીરને ને, કોઇ નમે છે રામ;
ઉદયરત્ન કહેરે પ્રભુ, મારે તુમશું કામ- પ્યારા૦ ૫

## શ્રી નવપલ્લવ પાર્શ્વનાથજીનું સ્તવન.

શું નટવર વસંત થેઈ થેઈ નાચી રહ્યા–એ રાગ.

ભવિ જિનવર ભુવન થેઈ થેઇ નાચી રહ્યા;
નાચી રહ્યા નટ જાચી રહ્યા– ભવિ૦
જ્ઞાનામૃતની લ્હેરમાં, નાચો થેઇ થેઇકાર;
આતમરામ રમો સદા, ક્ષાયક ભાવે સાર.
ક્ષમાદિ ગુણ કેરી પેહેરી છે પાવડી,
ક્ષપકશ્રેણે ચડી ચીત્ત ઠર્યો– ભવિ૦ ૧
પંચ સમિતી પંચ શબ્દની, ઘુઘરી બાંધી સાર;
છનનન છનનન રણકારિને, નૃત કરો શ્રીકાર.
વિધ વિધ જ્ઞાન તરંગ, ઘુઘરા ઘમકે છે;
પ્રભુના ગુણનો નહીં પાર, મુજ મન ચમકે છે.
નવપલ્લવ પ્રભુ પાસની, મુરતિ મોહનગાર;
શાંત સુધારસ છે છબી, સિદ્ધિને સુખકાર.
લેહેર મંગળપુરમાં થાય છે હાલમાં;
જય જય જય જયકાર થયો– ભવિ૦ ૨

### સ્તવન ૨ જું.

જપતી પ્રીતમની જપમાળ—એ રાગ.

મુરતી મન ગમતી છે સાર, જુગતી જો આ લ્હેરી.
અધ્યાતમ રસ રંગે આંગી, બની છે આ કેવી;
અનુપમ કલ્પવૃક્ષની ઉપમા ભારી. મુરતિ.

સાખી.

પ્રતિમા દેખો સિદ્ધની, સિદ્ધિનો અનુભવ થાય;

જેમ જેમ નયણે નિરખીયે, તિમ તિમ પાપ પળાય.
મુક્તિપુરી બગીચાની, છે રૂડી કયારી. (૨) અનુપમ. ૧
શાંત સુધારસ ઝીલતી, હે શાંતિ સુખકાર;
મનોહર મંગળકારીણી, વારી જાઉં વાર હજાર.
ભરમ તિમીરને હરનારી, જય જયકારી (૨) અનુપમ. ૨
નવપલ્લવ પ્રભુ પાસજી, મંગળપુર મોઝાર;
ત્રીભુવન ત્રાતા તારજ્યો, સેવકને આ વાર.
સિદ્ધિ આપો સુખકારી, જાઉં વારી વારી. (૨) અનુપમ.૩

## શ્રી નેમનાથજીનું સ્તવન.

સનનન સોહે સાવરીયાં સ્યામ—એ રાગ.

પ્રભુ તોરે મુખડેપે વારી વારી જાઉં;
નિશદીન હરખ ભર્યો ગુણ ગાઉં. પ્રભુ. એ ટેક.
અવિકારી અકલંક સ્વરૂપી, નિરખી નિરખી બહુ સુખ પાઉં;
અંખીયાં આનંદકારી અનુપમ,
મુરતિ શુંદર જોઈ ખુશી ખુશી થાઉં. પ્રભુ. નિશ. ૧
બ્રહ્મચારી પ્રભુ નેમ નગીનો, શિલ સરળતાથી હરખાઉં;
અનંત જ્ઞાન દરિસન અનંતુ,
સિદ્ધિ સદા સુખમેં લય લાઉં. પ્રભુ. નિશ. ૨

## શ્રી નવપલ્લવ પાર્શ્વનાથનું સ્તવન.

ટોપીવાલે જાન હો ગઇ ખુરબાન તેરી સુરતપર—એ રાગ.

વારી વારી જાઉં (૨) પ્રભુ તમારૂં મુખ જોઇ ખુશી થાઉં;
નવપલ્લવજી પાર્શ્વનાથની, મુરતિ મોહનગારી;
અજબ અનોપમ સુંદર સોહે, સુરતની બલિહારી—વારી વારી૦ ૧

પ્રથમ ક્ષમા બીજી કોમળતા, ત્રીજી સરળતા સારી;
ચોથે મુકતી પંચમે તપ ગુણ, છઠે સંજમ ભારી–વારી વારી૦ ૨
સાતમે સત્ય આઠમે સુચીતા, નવમે અકિંચન ધર્મ;
દશમે બ્રહ્મચર્ય ગુણ મોટો, જાણો પ્રવચન મર્મ–વારી વારી૦ ૩
એ દસવિધ યતિધર્મ આરાધી, પ્રભુ વરીયા શિવનારી;
તે ભાવે જે ભણશે ગણશે, તેને સુખ શ્રેયકારી–વારી વારી૦ ૪
મંગળપુરમાં દેહેરૂં દીપે, સ્વર્ગપુરીને જીપે;
ફરફર ફરકે ધજા ગગનમાં, જાણે કર્મને ટીપે–વારી વારી૦ ૫
સિદ્ધ સ્વરૂપી સાહિબ સાચો, ત્રેવીસમો જિનરાજ;
નિતિવિજયનો બાળક બોલે, તું છે ગરિબ નિવાજ–વારી વારી૦ ૬

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

વિનંતી ધરજ્યો ધ્યાન–એ રાગ.

ભવજળ પાર ઉતાર, જિણંદજી ભવજળ પાર ઉતાર;
મુજ પાપીને તાર, જિણંદજી મુજ પાપીને તાર. એ ટેક.
શ્રી સિદ્ધાચળ તિરથ રાજા, ત્રણ ભુવનમાં સાર. જિણંદજી.
પૂર્વ નવાણું વાર શેત્રુંજે, આવ્યા શ્રી નાભિકુમાર. જિ. ૧
આજ હમારે સુરતરૂ પ્રગટયો, દીઠો પ્રભુ દેદાર, જિણંદજી;
ભવોભવ ભટકી શરણે આવ્યો, રાખો લાજ આ વાર. જિ. ૨
ભરતાદિક અસંખ્યને તાર્યા, તિમ પ્રભુ મુજને તાર જિણંદજી;
માતા મરૂદેવાને દીધું, કેવળજ્ઞાન ઉદાર. જિણંદજી. ૩
ક્ષાયક સમકિત મુજને આપો, એહીજ પરમ આધાર; જિણંદજી
દિનદયાળુ દરિસન દીજે, પાય પડું સો વાર. જિણંદજી. ૪
અંતસર પામી અરજ સુણીને, વિનતડી અવધાર, જિણંદજી;

નિતિવિજયના બાળક સિદ્ધિની, આવાગમન નિવાર. જિ. ૫

## સ્તવન ૨ જું.

આવો સખી આવો મને મોતીડે વધાવો૦—એ દેશી.

આવો ભવિ આવો પ્રભુને પુલડે વધાવો;
પુલડે વધાવો પ્રભુને મોતીડે વધાવો. આવો૦
સિદ્ધાચળ જઇ રૂડી પુજા કરો પ્રભુની;
મનવંછીત જય વિજય અપાવો— પુલડે, મોતીડે૦
અપાર સંસાર દુષ્કર ઓળંગીને;
જય જય વિજય વિજય જય થાઓ- પુલડે, મોતીડે૦
શુકલધ્યાન ધરી શ્રેણી ચઢી રંગે;
અનંતાનંત કેવળજ્ઞાન શુભ પાવો.— પુલડે, મોતીડે૦
સિદ્ધિ સુખ ચાહના ભવિ તમે કરો તો,
આણા જિનરાજની અક્ષય શિર ધારો;
આવો સખી આવો પ્રભુને કુલડે વધાવો,
કુલડે વધાવો પ્રભુને મોતીડે વધાવો.

---

## શ્રી નવપલ્લવ પાર્શ્વનાથજીનું સ્તવન.

રાણી વિકટોરીયાનો બાગ, એને જોવાનો છે લાગ-એ રાગ.

જિનરાજને દરબાર, ઓચ્છવ બન્યો છે શ્રીકાર;
સૌ જીવોને આનંદકારી છે;
નવપલ્લવીયાજી પાસ, તારી મુર્તિથી ઉલ્લાસ;
ભવિજનોને તું ઉપગારી છે— ૧
આંગી બની છે ગુલજાર, એની શોભા અપરંપાર;

દીલ બાગની એ સુંદર કયારી છે,
શીર મુગટ સોહે સાર, કાને કુંડળ બે શ્રીકાર;
પ્રભુ ક્ષમાભંડારી કૃપાકારી છે— ૨
ગુણ અનંતા અનંત, પરમાનંદ જ્ઞાનવંત;
એવા શ્રી ભગવંત સુખકારી છે,
એને કરો નમસ્કાર, પાય પડો વારંવાર,
એ મુક્તિ તણા દાતારી છે— ૩
હું રઝળ્યો સંસાર, મરણ કીધાં અપરંપાર;
તારૂં શરણ સદા સુખકારી છે,
દયા કરો દિનાનાથ, ઝાલો સેવકનો હાથ,
સિદ્ધિ સુખ સદાનંદકારી છે.— ૩

## શ્રી બરેજા પાર્શ્વનાથજીનાં સ્તવન.

વિનતી ધરજ્યો ધ્યાન—એ રાગ.

પારસ્વનાથ આધાર, બરેજા પ્રભુ પારસ્વનાથ આધાર;
વણારશી નગરીમાં જન્મ તમારો, અસ્વસેન કુળ આધાર;
બરેજા૦ ૧
વામામાતાના જિન જાયા, અહીં લંછન છે સાર; બરેજા.
આંગી અનોપમ હીરા ચળકે, મુરતિ મોહનગાર.—બરેજા. ૨
મસ્તક મુગટ કાને કુંડળ, ગળે મોતનકો હાર; બરેજા;
મુખ કમળની શોભા સારી, અંખીયાં હે અવિકાર. બરેજા.૩
બાહ્ય અભ્યંતર ગુણ અનંતા, કેહેતાં ન આવે પાર; બરેજા.
કૃપાવતારી ક્ષમા ભંડારી, જ્ઞાનતણા દાતાર.— બરેજા૦ ૪
ક્રોધ માન માયાથી ભરીયો, હું મુરખ શિરદાર; બરેજા;

નમન કરી પ્રભુ પાસે માગું, આ ભવ પાર ઉતાર. બરેજા૦૫
સંવત ઓગણીસસે તેપનમાં, પોસ સુદ બારસ સાર;બરેજા;
શુક્રવારને દિવસે આવી, બરેજા ગામ મોજાર.— બરેજા. ૬
સૌ શ્રાવક મળી ભાવના ભાવે. હરખે જિન દરબાર; બરેજા;
આજ હમારે સુરતરૂ પ્રગટયો, દીઠો પ્રભુ દેદાર.—બરેજા. ૭
નિતીવિજય ગુરૂ ચરણુ પસાએ, વરત્યો જયજયકાર;
સિદ્ધિ સદા સુખ આનંદકારી, આપો એકજવાર. બરેજા;

## શા'પરમાં શ્રી શાંતોનાથજીના દેશસરે રચના થઇ તેનાં સ્તવન.

વારી વારી જાઉં, વારી વારી જાઉં;
જંબુદ્વીપની રચના જોઇ, ખુશી થાઉં. વારી વારી જાઉં.
દેહેરા આગળ બહાર ચોકમાં, રચના થાએ ભારી;
આબુ અષ્ટાપદ ગીરનારની, શોભા દીપે સારી. વારી. ૧
વચમાં મેરૂં પર્વત સુંદર, તે ઉપર જીન ચાર;
મુર્તી મોહનગારી અનોપમ, આંગિનો બહુ બાહાર. વારી. ૨
તારિંગાની ટુંકે બેઠા, અજીતનાથ મહારાજ;
ચીત્રામણ પણ કીધાં રૂડાં, સહુને જોવા કાજ. વારી. ૩
સીદ્ધાચળનો પટ જોઇને, ભવીજન ભાવે બુજે;
આદીજીણંદની મુદ્રા મનોહર, દેખીને દીલ રીજે. વારી. ૪
સાળીભદ્રને ધનો વૈરાગી, ગજસુકુમાળ સોભાગી;
મેતારજ મુની સંતને દેખી, સુમતી સોહાગન જાગી.વારી. ૫
અવંતી સુકુમાળની કાયા, વાઘણે કરડી ખાધી,
ગજ સુકુમાળને માંથે સઘડી, જોઇ થાઓ વૈરાગી.વારી. ૬

સિદ્ધિ સદાસુખ આણંદકારી, ભવિજનને હિતકારી;
શા'પર મંડળી જૈનધર્મની, બોલે જય જયકારી. વારી. ૭

---

રાગ લખ્યો.

આવ્યો મનનો માન્યો હીરો, મારા ભાગ્યમાં. એ દેશી.
શાંતીનાથ પસાએ, શાંતી થઇ શેહેરમાં;
સંઘે સ્નાત્ર મોહોત્સવ કીધો, બહુ લેહેરમાં.
રાજનગરના શા'પરમાં સઉ, મળીને કીધો વિચાર;
સ્નાત્ર મહોત્સવ કરવા કાજે, વસ્તુ મંગાવી સાર. શાંતી. ૧
ગુરૂગમ લેઇને પુજા ભણાવી, ત્યાં બહુ કીધો ઠાઠ;
ઢોલ નગારાં ખુબ વાજતે, વર્ત્યો જય જયકાર. શાંતી. ૨
સુદ વઇશાખની બીજને દીવસે, ઓત્સવ રૂડો મંડાય;
બહુ ઉછરંગે પુજા રચીને, પ્રભુના ગુણ સહુ ગાય. શાંતી. ૩
વઇશાખ સુદી પાંચમને દીવસે, સ્નાત્ર અષ્ટોત્રી ભણાય;
સંઘ ચતુર્વીધ ભાવ ધરીને, રચના જોઈ હરખાય. શાંતી. ૪
અષ્ટ પ્રકારી ને સત્તરભેદી, નીત્ય નવી પુજા ભણા;
વીસસ્થાનક ને પંચકલ્યાણક, નવાણું પ્રકારી કેહેવાય. શાંતી. ૫
તાલ મૃદંગ સરનાઇ સરોદા, ઝાલર ભુંગળ સાર;
હારમોનીઊ વાજુ બહુ સુંદર, તેમાં પુજા ગવાય. શાંતી. ૬
શાંતી પુરી શા'પરમાં થઇ, હરખ આણંદ અપાર;
શાંતીનાથના નમણ જળથી, સકળ સંઘ સુખકાર. શાંતી. ૭
દોલતરામના મુનીમ પ્રેમચંદ, ઉલટ ધરી અપાર;
સકળ સંઘની સ્હાયથી કીધો, મહોત્સવ આનંદકાર. શાંતી. ૮

સિદ્ધિ સદા સુખ આણંદકારી, શુદ્ધ પ્રણામે થાય;
શા'પર મંડળી નીત ઉઠીને, પ્રભુ ગુણ ગાવા જાય. શાંતી. ૯

---

ગનુ પ્યારા મનુ પ્યારા, રીખવદેવ મનુ પ્યારા. એ રાગ.
દીલ લાગ્યું દીલ લાગ્યુ, પ્રભુજીના ગુણ ગાવા દીલ લાગ્યું;
આદી જીનંદની મુદ્રા જોઇને, વૈરાગે મન જાગ્યું. પ્રભુ૦ ૧
અનાદીકાળનો હું અપરાધી, થયોછું તે મેં દાખ્યું. પ્રભુ૦ ૨
ઉમંગ થયો હવે પ્રભુ પસાએ, ભવ ભવનું દુઃખ ભાગ્યું. પ્ર. ૩
બાહ્ય અભ્યંતર ગુણ અનંતા, સીધી સદા સુખ માગ્યું. પ્ર. ૪
શા'પર મંડળીમાં ગુરૂ પસાએ, ધર્મનું વાજું વાગ્યું. પ્ર. ૫

---

અજીતનાથ મહારાજ અનોપમ, અંખીયાં દીસે અવીકારી;
મુખ પુનમકો ચંદ્ર બીરાજે, મુર્તી લાગે છે પ્યારી. અ૦ ૧
સિદ્ધ સ્વરૂપી દેવ દયાળુ, સર્વ જીવને હીતકારી;
શા'પર મંડળી સરળ સ્વભાવે, જીન ગુણ ગાવે જયકારી. અ૦ ૨

---

## જીનરાજને દરબાર.

સુણો સંભવ જીણંદ, મુજ ટાળો મોહ ફંદ;
દુર કરો દુઃખ દંડ, મુજ સ્વામી છો.
તુજ ગુણછે અનંત, કૃપાકારી ભગવંત;
જીનરાજ જ્ઞાનવંત, શીવગામી છો.— સુનો૦ ૧
સિદ્ધિ સુખના દાતાર, શા'પર સભાને આધાર;
ગુણ ગાઇએ ઉદાર, પ્રભુ પ્યારા છો.

દેહેરૂં દિપે અતિ ભારી, રાજનગર મોઝારી;
જીનરાજની બલીહારી, શોભા સારી છે.– સુનો૦ ૨

## શ્રી સીધાચળની તલાટીનું સ્તવન.

શ્રી સીદ્ધાચળ ભેટીયેરે મીતા રૂડુ પાલીટાણું સાર;
ગીરી દેખી લોચન ઠરેરે મીતા, પામે ભવનો પારરે.
રંગીલા મીતા એ ગીરી સેવોને, એ ગીરી સેવો રંગશુંરે મીતા
એ ગીરી શેવોને. ૧

રૂડી ટલાટી શોભતીરે મીતા, મુકતાફળ શું વધાય;
અનંતા તિર્થંકર આવીયારે મીતા, સમોસર્યા જીનરાયરે;
રંગીલા મીતા, એ ગીરી શેવોને. ૨
ચોઘડીયાં તીહાં વાજતાંરે મીતા, શરણાઇનો સ્વર સાર;
છડીદાર અતી શોભતારે મીતા, ઢાળે ચમર નરનારરે;
રંગીલા મીતા, એ ગીરી શેવોને.૩
દરિશણુથી દુઃખ દુર ગયાંરે મીતા, ઉપજ્યો આનંદપુર;
પંચામૃત કળસા ભરીરે મીતા, કરો અભિષેક ભરપુરરે;
રંગીલા મીતા, એ ગીરી શેવોને. ૪
ચંદન કેસર મૃગ મદેરે મીતા, પુજા કરીએ શુભ ભાવ;
ઠવીએ ફળ નૈવેદનેરે મીતા, પુષ્પ સુગંધી ચડાવરે;
રંગીલા મીતા, એ ગીરી સેવોને. ૫
પ્રગટ પુરણુ પુણ્યથીરે મીતા, ભેટ્યા શ્રી ભગવાન;

પુજા નવાણું ભણાવીએરે મીતા, દીજે સુપાત્રે દાનરે;
રંગીલા મીતા, એ ગીરી સેવોને. ૬
સંવત ઓગણીસેને સાઠમાંરે મીતા, રૂડો કાર્તીક માસ;
પુર્ણીમાએ પ્રભાતમાંરે મીતા, દીઠા પુરણ આશરે.
રંગીલા મીતા, એ ગીરી સેવોને. ૭
ચૈત્યવંદન ચોખે ચીતેરે મીતા, કરતાં જીન ગુણ ગ્યાન;
સિદ્ધિ સદા સુખ પામવારે મીતા, કલ્યાણ કરો શુભ ધ્યાનરે.
રંગીલા મીતા, એ ગીરી સેવોને ૮

અથ પંડિત શ્રી વિજયજી કૃત શ્રી શત્રુંજય મહિમા ગર્ભિત

# નવાણું પ્રકારી પૂજા પ્રારંભ.

દોહા.

શ્રી શંખેશ્વર પાસજી, પ્રણમી શુભ ગુરૂ પાય;
વિમળાચળ ગુણ ગાઇશું, સમરી શારદ માય. ૧
પ્રાયેં એ ગિરિ શાશ્વતો, મહિમાનો નહીં પાર;
પ્રથમ જિણંદ સમોસર્યા, પૂર્વ નવાણું વાર. ૨
અઢીય દ્વીપમાં એ સમું, તીર્થ નહીં ફળદાય;
કલિયુગ કલ્પતરૂ લહી, મુક્તાફળશું વધાય. ૩
યાત્રા નવાણું જે કરે, ઉત્કૃષ્ટે પરિણામ;
પૂજા નવાણું પ્રકારની, રચતાં અવિચળ ધામ. ૪
નવ કળસેં અભિષેક નવ, ઇમ એકાદસ વાર;
પૂજા દીઠ શ્રીફળ પ્રમુખ, ઇમ નવાણું પ્રકાર. ૫

પૂજા—ઢાળ—જુંબખડાની દેશી.

યાત્રા નવાણું કરિએ સલુણા, કરિએ પંચ સનાત;
શુનંદાનો કંત નમો.
ગુણણું લખ નવકાર ગણીજેં, દોય અઠ્ઠમ છઠ્ઠ સાત સુ૦ ૧
રથ યાત્રા પરદક્ષિણા દીજેં, પૂજા નવાણું પ્રકાર; સુ૦
ધુપ દીપ ફળ નૈવેદ મૂકી, નમિએ નામ હજાર. સુ૦ ૨
આઠ અધિક સત ટુંક ભલેરી, મ્હોટી તિહાં એકવીસ. સુ૦

શત્રુંજય ગિરિ (૧) ટુંક એ પેહેલું, નામ નમો નિશદીસ. સુ૦ ૩
સહસ અધિક અઠ મુનિવર સાથે, બાહુબળી શિવ ઠામ; સુ૦
બાહુબળી ટુંક નામ એ બીજું (૨) ત્રીજું (૩) મરૂદેવી નામ.સુ૦૪
પુંડરિકગિરિનામ એ ચોથું (૪), પાંચકોડિ મુનિ સિદ્ધ; સુ૦
પાંચમી ટુંક રૈવતગિરિ (૫) કહિએ, તિણ એ નામ પ્રસિદ્ધ.સુ૦ ૫
વિમળાચળ (૬) સિદ્ધરાજ (૭) ભગીરથ, પ્રણમીજે સિદ્ધ-
ખેત્ર (૯) સુ૦
છહરી પાળી ઇણગિરિ આવી, કરિએ જન્મ પવિત્ર. સુ૦ ૬
પૂજાએ પ્રભુ રીજવુંરે, સાધું કાર્ય અનેક; સુ૦
શ્રી શુભવીર હૃદયમાં વસો જો, અલબેલા ઘડી એક. સુ૦ ૭

અથ કાવ્યં, દ્રુત વિલંબિત વૃત્તમ્, ગિરિવરં વિમળાચળ, નામકં, રીષભ મુખ્ય જિનાંઘ્રિ પવિત્રિતં, હૃદિનિવેશ્ય જલૈર્જિન પૂજનં, વિમળમાપ્ય કરોમિ નિજાત્મકં. ૧ એ કાવ્ય, પ્રત્યેક પૂજા દીઠ કેહેવું.

અથ મંત્રઃ—ૐ -હ્રીં શ્રી પરમ પુરૂષાય, પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, જળાદિકં યજા મહે સ્વાહા. એ મંત્ર પણ પ્રત્યેક પૂજા દીઠ કેહેવો. ઇતિ પ્રથમ પૂજાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત. ગાથા. ૧૪

## અથ દ્વિતીય પૂજા પ્રારંભ.

### દોહા.

એકેકું ડગલું ભરે, ગિરિ સનમુખ ઉજમાળ;
કોડિ સહસ ભવનાં કર્યાં, પાપ ખપે તત્કાળ. ૧

ઢાળ—રાગ પૂર્વી.

ઘડી ઘડી સાંભરે શાંતિ સલૂણા, એ દેશી.

ગિરિવર દરિસણ વિરલા પાવે, પૂરવ સંચિત કર્મ ખપાવે. ગિરિ.
રીષભજિનેશ્વર પૂજા રચાવે, નવ નવે નામે ગિરિ ગુણ ગાવે.
ગિરિ૦ ૧—એ આંકણી.
સહસ્ર કમળ (૧૦) ને મુક્તિ નિલયગિરિ (૧૧),
સિદ્ધાચળ (૧૨) સતકૂટ (૧૩) કહાવે. ગિરિ૦—
ઢંક (૧૪) કદંબ (૧૫) ને કોડિ નિવાસો (૧૬),
લોહિત્ય (૧૭) તાલધ્વજ (૧૮) સુરગાવે. ગિરિ૦—૨
ઢંકાદિક પંચકૂટ સજીવન, સુરનર મુનિ મળી નામ થપાવે. ગિ૦
રયણ ખાણ જડીબૂટી ગુફાઓ, રસકુંપિકા ગુરૂ ઇહાં બતાવે. ગિ૦ ૩
પણ પુણ્યવંતા પ્રાણી પાવે, પુણ્ય કારણ પ્રભુ પૂજા રચાવે. ગિ૦
દસકોટી શ્રાવકને જમાડે, જૈન તીર્થ યાત્રા કરી આવે. ગિ૦ ૪
તેથી એક મુનિ દાન દિયંતા, લાભ ઘણો સિદ્ધાચળ થાવે; ગિ૦
ચંદ્રશેખર નિજ ભગિની ભોગી, તે પણ એ ગિરિ મોક્ષે જાવે. ગિ૦૫
ચાર હત્યારા નર પરદારા, દેવ ગુરૂ દ્રવ્ય ચોરી ખાવે, ગિરિ૦
ચૈત્રી કાર્તિકી પૂનિમ યાત્રા, તપ જપ ધ્યાનથી પાપ જળાવે. ગિ૦ ૬
રીષભસેન જિન આદે અસંખ્યા, તીર્થંકર મુગતિ સુખ પાવે; ગિ૦
શિવવહુ વરવા મંડપ એ ગિરિ, શ્રી શુભવીર વચન રસ ગાવે. ગિ૦૭

કાવ્યં, ગિરિવરં૦ મંત્રઃ ૐ -હ્રીં શ્રી પરમ, ઇતિ દ્વિતીયાભિષેકે ઉત્તર પૂજા સમાપ્તઃ સર્વ ગાથા. ૨૩

## અથ તૃતીય પુજા પ્રારંભ :—

દોહા.

નેમિ વિના ત્રેવીસ પ્રભુ, આવ્યા વિમળગિરિંદ;
ભાવિ ચોવીશી આવશે, પદ્મનાભાદિ જિણંદ.

ઢાળ—મન મોહન મેરે એ દેશી.

ધન ધન તે જગ પ્રાણિયા, મન મોહન મેરે.
કરતા ભક્તિ પવિત્ર; મ૦
પુણ્યરાશિ (૧૯) મહાબળ ગિરિ (૨૦) મ૦
દૃઢશક્તિ (૨૧) શતપત્ર (૨૨), મ૦ ૧
વિજયાનંદ (૨૩) વખાણિયેં મ૦, ભદ્રંકર (૨૪)
મહાપીઠ (૨૫); મ૦
સુરગિરિ (૨૬) મહાગિરિ (૨૭) પુણ્યથી મ૦
આજ મેં નજરે દીઠ. મ૦ ૨
એશી જોજન પ્રથમારકે મ૦, સિત્તેર, સાઠ, પંચાસ; મ૦
બાર જોજન સાત હાથનો મ૦ છઠે પોહોળો પ્રકાશ. મ૦ ૩
પંચમકાળે પામવો મ, દુલહો પ્રભુ દેદાર; મ૦
એકેંદ્રિ વિગલેંદ્રિમાં મ૦, કાઢયો અનંતો કાળ. મ૦ ૪
પંચેંદ્રિ તિર્યંચમાં મ૦, નહીં સુખનો લવલેશ; મ૦
ઘુણાક્ષર ન્યાયેં લહ્યો મ૦, નરભવ ગુરૂ ઉપદેશ. મ૦ ૫
બહુ શ્રુત ચરણની સેવના મ૦, વસ્તુ ધર્મ ઓળખાણ; મ૦
આત્મ સ્વરૂપ રમણે રમે મ૦, ન કરે જૂઠ ડફાણ. મ૦ ૬
કારણે કારજ નીપજે મ૦, દ્રવ્ય તે ભાવ નિમિત્ત; મ૦
નિમિત્તવાસી આતમા મ૦ ભાવના ચંદન શીત. મ૦ ૭

અન્વય વ્યતિ રેકે કરી મ૦, જિનમુખ દરશન રંગ; મ૦
શ્રી શુભ વીર સુખી સદા મ૦ સાધક કિરિયા અસંગ. મ૦ ૮

કાવ્યં, ગિરિવર૦ મંત્રઃ ૐ -હ્રીં શ્રીં પરમ. ઇતિ તૃ-
તીયાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત. સર્વ ગાથા. ૩૨

## અથ ચતુર્થ પુજા પ્રારંભઃ—

### દોહા.

શેત્રુંજી નદી ન્હાઇને, મુખ બાંધી મુખકોષ;
દેવ યુગાદિ પૂજીયે, આણી મન સંતોષ. ૧

અનિહાંરે વાહાલોજી વાએ છે વાંસળીરે. એ દેશી.

અનિહાંરે વાહાલો વસે વિમળાચળેરે, જિહાં હુઆ ઉદ્ધાર અ-
નંત; વા૦
અ૦ વાહાલાથી નહિં વેગળારે, મુને વાહાલો સુનંદાનો કંત. વા. ૧
અ૦ આ અવસરપિણી કાળમાંરે, કરે ભરત પ્રથમ ઉદ્ધાર; વા૦
અ૦ બીજો ઉદ્ધાર પાટ આઠમેરે, કરે દંડવીરજ ભૂપાળ. વા૦ ૨
અ૦ સીમંધર વયણાં સુણીરે, ત્રીજો કરે ઇશાનેંદ્ર; વા૦
અ૦ સાગર એકકોડી અંતરેરે, ચોથો ઉદ્ધાર માહેંદ્ર. વા૦ ૩
અ૦ દશકોડી વળી સાગરેરે, કરે પંચમ પંચમ ઈંદ્ર; વા૦
અ૦ એકલાખ કોડી સાગરેરે, ઉદ્ધાર કરે ચમરેંદ્ર. વા૦ ૫
અ૦ ચક્રીસગર ઉદ્ધાર તે સાતમોરે, આઠમો વ્યંતરેંદ્રનો સાર; વા૦
અ૦ તે અભિનંદન ચંદ્રપ્રભુ સમેરે, કરે ચંદ્રજસા ઉદ્ધાર; વા૦ ૫
અ૦ નંદન શાંતિજિણંદનારે, ચક્રાયુધ દશમ ઉદ્ધાર. વા૦
અ૦ અગીયારમો રામચંદ્રનોરે, બારમો પાંડવનો ઉદ્ધાર; વા૦ ૬
અ૦ વીશકોડિ મુનિ સાથે પાંડવારે, ઇહાં વરિયા પદ મહાનંદ; વા૦

અ૦ મહાનંદ (૨૮) કર્મસૂડણુ (૨૯) કૈલાસ (૩૦) છેરે,
પુષ્ફદંત (૩૧) જયંત (૩૨) આનંદ (૩૩); વા. ૭;
અ૦ શ્રીપદ (૩૪) હસ્તગિરિ (૩૫) શાશ્વતોરે (૩૬)
એ નામ તે પરમનિધાન; વા૦
અ૦ શ્રી શુભવીરની વાણીયેરે, ધરી કાન કરો બહુ માન. વા૦ ૮
કાવ્યં, ગિરિવરં૦ મંત્રઃ ૐ -હ્રીં શ્રી પરમ, ઇતિ ચતુર્થાભિષેકે ઉત્તર પૂજા સમાપ્તઃ સર્વ ગાથા ૪૧

## અથ પંચમ પુજા પ્રારંભ :—

દોહા.

ચોથે આરે એ થયા, સવિ મ્હોટા ઉદ્ધાર,
સૂક્ષ્મ ઉદ્ધાર વચ્ચે થયા, કેહેતાં નાવે પાર. ૧.

ઢાળ.—તેજે તરણીથી વડોરે, એ દેશી.

સંવત એક અઠુલંતરેરે, જાવડશાનો ઉદ્ધાર;
ઉદ્ધરજો મુજ સાહિબારે, નાવે ફરી સંસાર હો, જીનજી.
ભક્તિ હૃદયમાં ધારજોરે, અંતર વૈરી વારજોરે; તારજો
દીન દયાળ. ૧ એ આંકણી.
બાહડમંત્રીયે ચૌદમોરે, તીર્થે કર્યો ઉદ્ધાર;
બાર તેરોતેર વર્ષમાંરે, વંશ શ્રીમાળી સારહો, જિનજી. ભક્તિ. ૨
સંવત તેરે ઇકોત્તરેરે, સમરોસા ઓસવાળ;
ન્યાય દ્રવ્ય વિધિ શુદ્ધતારે, પન્નરમો ઉદ્ધાર હો જીનજી. ભક્તિ. ૩
પન્નરસેં સત્યાશીયેરે, સોળમો એ ઉદ્ધાર;
કરમાસાએ કરાવિયોરે, વર્તે છે જય જયકાર હો જીનજી. ભક્તિ. ૪
સૂરિ દુપ્પસહ ઉપદેશથીરે, વિમળ વાહન ભૂપાળ;

છેલ્લો ઉદ્ધાર કરાવશેરે, સાસયગિરિ ઉજમાળ હો જીનજી.ભક્તિ.૫
ભવ્યગિરિ (૩૭) સિદ્ધ શેખરોરે,
(૩૮).મહાજસ (૩૯) ને માલવંત (૪૦);
પૃથવી પીઠ (૪૧) દુઃખહરગિરિરે (૪૨),
મુક્તિરાજ (૪૩) મણિકંત (૪૪) હો, જીનજી. ભક્તિ. ૬
મેરૂ મહીધર (૪૫) એ ગિરિરે, નામેં સદા સુખ થાય;
શ્રી શુભવીરનેં ચિત્તથીરે, ઘડીયન મેલણુ જાય હો, જીનજી. ભ. ૭
કાવ્યં, ગિરિવરં૦ મંત્રઃ ૐ -હ્રીં શ્રી પરમ૦ ઇતિ પંચમા
ભિષેકે ઊત્તર પૂજા સમાપ્ત.-સર્વ ગાથા ૪૯

## અથ ષટ પુજા પ્રારંભ :—

### દોહા.

સિદ્ધાચળ સિદ્ધિવર્યા, ગૃહિ મુનિ લિંગે અનંત;
આગેં અનંતા સિદ્ધશે, પૂજો ભવિ ભગવંત. ૧

ઢાળ.-ચતુરેમેં ચતુરી કોણ ? જગતકી મોહની, એ દેશી.

સખરેમેં સખરી કોણ ? જગતકી મોહની,
રીષભજિનંદકી પડિમા જગતકી મોહની;
રયણમેં મૂર્તિ ભરાઇ જગતકી મોહની,
હાંહાંરે જગતકી મોહની;
ય્યારે લાલ, જગતકી મોહની. એ આંકણી.
ભરતે ભરાઇ સોય પ્રમાના લે કરી,
કંચનગિરિયેં બેઠાઇ દેખત દુનિયાં ઠરી;
હાંહાંરે દેખત૦ પ્યા૦ દેખ૦ સખરે૦ ૧
સાતમોદ્ધારમેં ચક્રી સગર સુર ચિંતવી,

દુઃખમકાળ વિચાર ગુફામે જા ઠવી;
હાંહાંરે ગુફા૦ પ્યા. ગુ૦
દેવ દેવી હરરોજ પૂજનકું જાવતે,
પૂજાકો ઠાઠ બનાય સાંચું ગુણ ગાવતે.
હાંહાંરે સાંચું૦ પ્યા૦ સાંચું૦ સખરે૦ ૨
અપછરા ઘૂંઘટ ખોલકે આગે નાચતે,
ગીત ગાન ઓર તાન ખડા હરિ દેખતે;
હાંહાંરે ખડા૦ પ્યા૦ ખ૦
જિનગુણ અમૃત પાનસેં મગન ભઈ ઘડી,
ઠમ ઠમ ઠમકે પાઉં બલૈયાં લે ખડી.
હાંહાંરે બલૈ૦ પ્યા. બ૦ સખરે૦ ૩
યા રીત ભક્તિ મગ્નસેં સુર સેવા કરે,
સુરસાંનિધ નર દર્શન ભવ ત્રીજે તરે;
હાંહાંરે ભવ૦ પ્યા૦ ભ૦
પશ્ચિમ દિશ સોવન્ન ગુફામેં માલ્હતે,
તિનેં કંચનગિરિ (૪૬) નામકે, દુનિયાં બોલતે;
હાંહાંરે દુનિ૦ પ્યા૦ દુ૦ સખરે૦ ૪
આનંદ ઘર (૪૭) પુણ્ય કંદ (૪૮), જયાનંદ (૪૯)
જાનીયેં, પાતાળ મૂળ, (૫૦) વિભાસ (૫૧)
વિશાળ (૫૨) વખાનીયે; હાંહાંરે વિશાળ૦ પ્યા૦ વિ૦
જગતારણ (૫૩) અકલંક (૫૪) એ તીરથ માનીયેં,
શ્રી શુભવીર વિવેકેં પ્રભુકું પીછાનીયે.
હાંહાંરે પ્રભુ૦ પ્યા૦ પ્ર૦ સખરે૦ ૫

કાવ્યં–ગિરિવર'૦ મંત્રઃ ૐ હ્રીં શ્રી પરમ૦ ઇતિ ષષ્ટી-ભિષેકે ઉત્તર પૂજા સમાપ્તઃ–સર્વ ગાથા ૫૫

## અથ સપ્તમ પુજા પ્રારંભ :—

### દોહા.

નમિ વિનમિ વિદ્યાધરા, દોયકોડ મુનિ રાય;
સાથે સિદ્ધિવધુ વર્યા, શત્રુંજય સુપસાય. ૧

ઢાળ સાતમી–સહસાવનમાં એક દિન સ્વામી. એ દેશી.

આવ્યા છું આશ ભર્યાંરે વાલાજી ! અમે આવ્યાંરે આશ ભર્યા.
એ આંકણી.

નમિ પુત્રી ચોસઠ મળીને, રીષભ પાઉ પરચાં;
કરજોડી વિનયે પ્રભુ આગે ઇમિ વચણાં ઉચર્યાંરે વાલાજી.૧
નમિ વિનમી જે પુત્ર તમારા, રાજ્ય ભાગ વિસર્યા;
દીનદયાળે દીધો પામી, આજ લગે વિચર્યાંરે. વા. ૨
બાહ્યરાજ્ય ઉભગી પ્રભુ પાસે, આવે કાજ સર્યાં;
અમે પણ તાતજી ! કારજ સાધું, સાન્નિધ્ય આપ કર્યાંરે.વા. ૩
ઇમ વદંતી પાંગે ચઢંતી, અણસણ ધ્યાન ધર્યાં;
કેવળ પામી કર્મને વામી, જ્યોતસેં જ્યોત મળ્યાંરે. વા. ૪
એક અવગાહને સિદ્ધ અનંતા, દુગ ઉપયોગ વર્યાં;
ફરસિત દેશ પ્રદેશ અસંખિત, ગુણાકાર કર્યાંરે. વા. ૫
અકરમક (૧૫) મહાતીરથ (૧૬) હેમગિરિ (૫૭)
અનંતશક્તિ (૫૮) ભર્યાં; પુરૂષોત્તમ (૫૯) ને પર્વતરાજા (૬૦)
જ્યોતિરૂપ (૬૧) ધર્યાંરે. વા. ૬

વિલાસભદ્ર (૬૨) સુભદ્ર (૬૩) એ નામેં, સુણતાં ચિત ઠર્યાં;
શ્રી શુભવીર પ્રભુ અભિષેકે, પાતક દૂર હર્યાંરે. વા. ૭
કાવ્યં-ગિરિવરં૦ મંત્રઃ ૐ -હ્રીં શ્રી પરમ૦ ઇતિ સપ્તમાભિષેકે ઉત્તર પૂજા સમાપ્તઃ—સર્વ ગાથા. ૬૩

---

## અથાષ્ટમ પુજા પ્રારંભ :—

### દોહા.

દ્રાવિડને વારિખિલ્યજી, દસકોડી અણુગાર;
સાથે સિદ્ધિ વધૂ વર્યા, વંદૂં વારંવાર. ૧

ઢાળ આઠમી-તોરણ આઇ કયું? ચલેરે. એ દેશી.

ભરતને પાટે ભૂપતિરે, સિદ્ધિ વર્યા ઇણે ઠાય સલુણા.
અસંખ્યાતા તિહાં લગેંરે, હુઆ અજીત જિનરાય. સલુણા ૧
જિમ જિમ એ ગિરિ ભેટિયેરે, તિમ તિમ પાપ પળાય.સ સ૦
અજિત જિનેશ્વર સાહિબોરે, ચોમાસું રહિ જાય. સ૦ જિ૦ ૨
સાગરમુનિ એક કોડિશુંરે, તોડ્યા કર્મના પાસ; સ૦
પાંચકોડિ મુનિરાજશુંરે, ભરત લહ્યા શિવ વાસ. સ૦ જિ૦ ૩
આદિશર ઉપગારથીરે, સત્તરકોડી સાથ; સ૦
અજિતસેન સિદ્ધાચળેરે, ઝાલ્યો શિવ વહુ હાથ. સ૦ જિ૦ ૪
અજિતનાથ મુનિ ચૈત્રનીરે, પૂનમેં દસ હજાર; સ૦
આદિત્ય યથા મુક્તિ વર્યારે, એક લાખ અણુગાર. સ૦ જિ૦ ૫
અજરામર (૬૪) ખેમંકરૂરે (૬૫), અમરકેત (૬૬)
ગુણકંદ (૬૭) સ૦; સહસપત્ર (૬૮) શિવંકરૂરે (૬૯)
કર્મ ક્ષય (૭૦) તમોકંદ (૭૧) સ૦ જિ૦ ૬

રાજ રાજેશ્વર (૭૨) એ ગિરિરે, નામ છે મંગળરૂપ; સ૦
ગિરિવર રજતરૂ મંજરીરે, શીશ ચઢાવે ભૂપ. સ૦ જિ૦ ૭
દેવ યુગાદિ પૂજતાંરે, કર્મ હોવે ચકચૂર; સ૦
શ્રી શુભવીરને સાહિબારે, રેહેજો હઇડા હજૂર. સ૦ જિ૦ ૮

કાવ્યં-ગિરિવરં૦ મંત્રઃ ૐ હ્રીં શ્રી પરમ૦ ઇતિ અષ્ટમાભિષેકે ઉત્તર પૂજા સમાપ્તઃ-સર્વ ગાથા. ૭૨

---

## અથ નવમ પુજા પ્રારંભ :—

### દોહા.

રામ ભરત ત્રણ કોડિશું, કોડિ મુનિ શ્રી સાર;
કોડિ સાઢિ આઠ શિવ વર્યા, સાંબ પ્રદ્યુમ્ન કુમાર. ૧

ઢાળ, નવમી-ઉંચોને અલબેલોરે, કામણગારો કાનુડો. એ દેશી.

સિદ્ધાચળ શિખરે દીવોરે, આદીશર અલબેલો છે;
જાણે દર્શન અમૃત પીવોરે આ૦, શિવ સોમજસાની લ્હારેરે; આ૦
તેર કોડી મુનિ પરિવારેરે. આ૦ સિ૦ ૧

કરે શિવ સુંદરીનું આણુંરે આ૦, નારદજી લાખ એકાણુંરે; આ૦
વસુદેવની નારી પ્રસિદ્ધિરે આ૦, પાંત્રીસ હજાર તે સિદ્ધિરે.
આ૦ સિ૦ ૨

લખ બાવનને એકકોડીરે આ૦ પંચાવન સહસને જોડીરે; આ૦
સાતસેં સીત્યોતેર સાધુરે આ૦, પ્રભુ શાંતિ ચોમાસું કીધુંરે.
આ૦ સિ૦ ૩

તવ એ વરિયા શિવનારીરે આ૦, ચૌદસહસ મુનિદમિ તારિરે; આ૦
પ્રદ્યુમ્ન પ્રિયા અચંભીરે આ૦, ચોઆલીસશે વૈદર્ભીરે.
આ૦ સિ૦ ૪

થાવચ્ચા પુત્ર હજારેરે આ૦, શુક પરિવ્રાજક એ ધારેરે; આ૦
સેલંગ પણ શય વિખ્યાતેરે આ૦ સુભદ્ર મુનિશય શાતેરે.
આ૦ સિ૦ ૫

ભવતરિયા તેણે ભવતારણુરે (૭૩) આ૦, ગજચંદ્ર (૭૪) મહોદય (૭૫) કારણુરે આ૦; સુરકાંત (૭૬) અચળ (૭૭) અભિનંદોરે (૭૮) આ૦ સુમતિ (૭૯) શ્રેષ્ઠ (૮૦) ભય કંદોરે (૮૧); આ૦ સિ૦ ૬
ઇહાં મોક્ષ ગયા કેઇ કોટીરે આ૦, અમને પણ આશા મ્હોટીરે; આ૦
શ્રદ્ધા સંવેગે ભરિયોરે આ૦, મેં મ્હોટો દરિયો તરીયોરે.
આ૦ સિ૦ ૭

શ્રદ્ધાવિણ કુણ ઇહાં આવેરે આ૦, લઘુ જળમાં કિમ તે નાહાવેરે આ૦, તિણે હાથ હવે પ્રભુ ઝાલોરે આ૦, શુભવીરને હઇડે વાહાલોરે. આ૦ સિ૦ ૮

કાવ્યં, ગિરિવરં૦ મંત્ર, ૐ -હ્રીં શ્રી પરમ૦ ઇતિ નવમાભિષેકે ઉત્તર પૂજા સમાપ્તઃ—સર્વ ગાથા. ૮૧

---

## અથ દશમ પુજા પ્રારંભ :—

દોહા.

કદંબ ગણધર કોડિશું, વળી સંપ્રતિ જિનરાજ;
થાવચ્ચા તસ ગણધરૂ, સહસ શું સિદ્ધાં કાજ. ૧

ઢાળ, દશમી—ધન્ય ધન્ય જિનવાણી, એ દેશી.

ઇમ કેઇ સિદ્ધિ વર્યા મુનિરાયા, નામથી નિર્મળ કાયારે;
એ તીરથ તારૂ.
જાળી મયાળીને ઊવયાળી, સિદ્ધા અનશન પાળીરે. એ૦

દેવકી ષટનંદન ઇહાં સિદ્ધા, આતમ ઉજ્જવળ કીધારે; એ૦
એ ઉજ્જવળગિરિ (૮૨) મહાપદ્મ (૮૩) પ્રમાણો;
વિશ્વાનંદ (૮૪) વખાણોરે. એ તીરથ તારૂ૦ ૨
વિજયભદ્ર (૮૫) ને ઇંદ્ર (૮૬) પ્રકાશો, કહિયે કપર્દી (૮૭)
વાસોરે; એ. મુક્તિ નિકેતન (૮૮), કેવળ દાયક (૮૯)
ચર્ચગિરિ (૯૦) ગુણ લાયકરે. એ. ૩
એ નામે ભય સઘળા નાસે, જય કમળા ઘર વાસેંરે; એ.
શુકરાજા નિજ રાજ્ય વિલાસી. ધ્યાન ધરે ષટમાસીરે. એ. ૪
દ્રવ્ય સેવનથી સાજા તાજા, જિમ કૂકડો ચંદ રાજારે; એ.
ધ્યાતા ધ્યેય ધ્યાન પદ એકે, ભાવથી શિવફળ ટેકેરે. એ. ૫
ડાળને છંડી બ્રહ્મને વળગો, જાણ ન થાએ અળગોરે; એ.
મૂળ ઉર્ધ્વ અધ શાખા ચારે, છંદ પુરાણે વિચારેરે. એ. ૬
ઇંદ્રિય ડાળા વિષય પ્રવાળા, જાણંતા પણ બાળારે; એ.
અનુભવ અમૃત જ્ઞાનની ધારા, જિનસાસન જયકારારે. એ. ૭
ચાર દોષ કિરિયા છંડાણી, યોગા વંચક પ્રાણીરે; એ.
ગિરિવર દર્શન ફરસન યોગે, સંવેદનને વિયોગેરે. એ. ૮
નિર્જરતો ગુણ શ્રેણે ચડતો, ધ્યાનાંતર જઇ અડતોરે; એ.
શ્રી શુભ વીર વસે સુખ મોજે, શિવ સુંદરીની સેજેરે. એ. ૯

કાવ્યં-ગિરિવરં૦ મંત્રઃ ૐ હ્રીં શ્રી પરમ૦ ઇતિ દશમાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત. સર્વ ગાથા. ૯૦

## અથ એકાદશ પુજા પ્રારંભ :—

### દોહા.

શેત્રુંજય ગિરિ મંડણો, મરૂદેવાનો નંદ;

યુગલા ધર્મ નિવારકો, નમો યુગાદિ જિણંદ. ૧

ઢાળ અગીઆરમી–વીરકુંવરની વાતડી કેને કહિયે. એ દેશી.

તીરથની આશાતના નવિ કરિયે, નવિ કરિયેરે નવિ કરિયે;
ધૂપ ધ્યાન ઘટા અનુસરિયે, તરિયે સંસાર.તીરથ૦ એ આંકણી.
આશાતના કરતાં થકાં ધન હાણી, ભુખ્યાં ન મળે અન્ન પાણી;
કાયા વળી રોગે ભરાણી, આ ભવમાં એમ. તીરથ૦ ૨
પરભવ પરમાધામીને વશ પડશે, વૈતરણી નદીમાં ભળશે;
અગનીને કુંડ બળશે, નહીં શરણું કોય. તીરથ૦ ૩
પૂરવ નવાણું નાથજી ઇહાં આવ્યા, સાધુ કેઇ મોક્ષ સધાવ્યા;
શ્રાવક પણ સિદ્ધિ સુહાવ્યા, જપતાં ગિરિનામ. તીરથ૦ ૪
અષ્ટોત્તર શતકુટ (૯૧) એ ગિરિઠામે, સૌંદર્ય (૯૨) યશોધર ૯૩) નામે
પ્રીતિ મંડણ (૯૫) કામુક (૯૫) કામે, વળી સહજાનંદ (૯૬) તી૦ ૫
મહેંદ્ર ધ્વજ (૯૭ સરવારથ સિદ્ધ (૯૮) કહિયે,
પ્રીયંકર (૯૯) નામ એ લહિયે;
ગિરિ શીતળ છાંહે રહિયે, નિત્ય કરીએ ધ્યાન. તીરથ૦ ૬
પૂજા નવાણું પ્રકારની એમ કીજે, નરભવનો લાહો લીજે;
વળી દાન સુપાત્રે દીજે, ચઢતે પરિણામ. તીરથ૦ ૭
સેવન ફળ સંસારમાં કરે લીલા, રમણીધન સુંદર બાળા;
શુભવીર વિનોદ વિશાળા, મંગળ શિવમાળ. તીરથ૦ ૮
ઇતિ એકાદશાભિષેકે ઉત્તર પૂજા સમાપ્તઃ–સર્વ ગાથા. ૧૦૦

**અથ કળસ ધન્યાશ્રી રાગેણ ગીયતે.**

ગાયો ગાયોરે વિમળાચળ તીરથ ગાયો, પર્વતમાં જિમ મેરૂ
મહીધર, મુનિ મંડળ જિન રાયો, તરૂગણમાં જિમ કલ્પતરૂવર

તિમ એ તીર્થ સવાગોરે, વિમળાચળ તીરથ ગાયો. ૧
યાત્રા નવાણું અમે ઇહાં કીધી, રંગ તરંગ ભરાયો;
તીરથ ગુણ મુક્તાફળ માળા, સંઘને કંઠે ઠવાયોરે. વિ૦ ૨
શેઠ હેમભાઇ હુકમ લેઇને, પાળીતાણા શિર ઠાયો;
મોતીચંદ મલુકચંદ રાજ્યે, સંઘ સકળ હરખાયોરે. વિ૦ ૩
તપગચ્છ સિંહ સૂરીસર કેરા, સત્યવિજય સત્ય પાયો;
કપૂરવિજય ગુરૂ ખિમાવિજય તસ, જસવિજયો મુનિરાયોરે. વિ૦ ૪
શ્રી શુભવિજય સુગુરૂ સુપસાયે, શ્રુત ચીંતામણિ પાયો;
વિજયદેવેંદ્ર સૂરિસર રાજ્યે, પૂજા અધિકાર રચાયોરે. વિ૦ ૫
પૂજા નવાણું પ્રકારી રચાવો, ગાવો એ ગીરી રાગો;
વિધી યોગે ફળ પુરણ પ્રગટે, તત્ર હઠવાદ હઠાયોરે. વિ૦ ૬
વેદ ૪ વસુ ૮ ગજ ૮ ચંદ્ર ૧ સંવત્સર, ( ૧૮૮૪ ) ચૈત્રી પુનમ દિન ધ્યાયો; પંડીત વિરવિજય પ્રભુ ધ્યાને, આતમ આપ ઠરાયોરે. વિ૦ ૭

ઇતિ કળસ.

કાવ્યં-ગીરીવરં૦ મંતઃ ૐ૦ -હ્રીં શ્રીં૦ પરમ૦

ઇતિ પંડિત શ્રી વિરવિજયજી કૃત શ્રી શત્રુંજય મહિમા ગર્ભિત નવાણું પ્રકારી પૂજા સંપૂર્ણ—સર્વ ગાથા. ૧૦૭

અથ શ્રી પદ્મવિજયજી કૃત

# નવપદજીની પૂજા.

## પ્રથમ અરિહંત પુજા, પ્રારંભ.

દોહા.

શ્રુત દાયક શ્રુત દેવતા, વંદુ જિન ચોવીસ;
ગુણ સિદ્ધચક્રના ગાયતાં, જગમાં હોય જગીશ. ૧
અરિહંત સિદ્ધ સૂરિ નમું, પાઠક મુનિ ગુણ ધામ;
દંસણ નાણ ચરણ વળી, તપ ગુણ માંહે ઉદ્યામ. ૨
ઇમ નવપદ ભક્તિ કરી, આરાધો નિત્ય મેવ;
જેહુથી ભવદુઃખ ઊપસમે, પામે શિવ સ્વય મેવ. ૩
તે નવપદ કાંઇ વરણવું, ધરતો ભાવ ઉલ્લાસ;
ગુણિ ગુણ ગણ ગાતાં થકાં, લહિયે જ્ઞાન પ્રકાશ. ૪
પ્રતિષ્ઠા કલ્પેં કહી, નવપદ પૂજા સાર;
તેણે નવપદ પૂજા ભણું, કરતો ભક્તિ ઉદાર. ૫

ઢાળ ૧ લી રાગ ભૈરવ.

પ્રથમ પદ જિનપતી ગાઇએં ગુણ તતી,
પાઇએં વીપુળ ફળ સહજ આપ;
નામ ગોત્રજ સુણ્યાં કર્મ મહા નિર્જર્યાં,
જાય ભવ સંતત્તિ બંધ પાપ. ૧
એક વર રૂપમાં વરણ પંચે હોયે,
એક તુજ વર્ણ તે જગ ન માયે,

એક તિમ શ્લોકમાં વરણુ બત્રીસ હોયે,
એક તુજ વર્ણ કિણુહીં ન ગવાયો. ૨
વાચ ગુણ અતિશયા પાડિ હેરા સયા,
બાહ્ય પણ એ ગુણા કુણે ન ગવાયા;
કેવળ નાણ તહ કેવળ દંસણ,
પમુહ અભ્યંતરા જિનપ પાયા;
તેહ મુહ પદ્મથી કિમ કહાયા. ૩

દોહા.

જીન ગુણ અનંત અનંત છે, વાચક્રમ મિત દીહ;
બુદ્ધિ રહિત શક્તિ વિકળ, કિમ કહું એકણ જીહ. ૧

ઢાળ—રાગ દેશાખ.

ભાવ ધરી ભવિ પૂજીયે, તિગ અડ પણ ભેય;
તિમ સત્તર ભેદે કરી, પુજો ગત ખેય. ભા. ૧
ઇગવીશ અડસય ભેદથી, જિન ભાવ સંભારી;
પૂજો પરિગળ ભાવશું, પ્રભુ આણાકારી. ભા. ૨
પૂજા કરતાં પૂજ્યની, પૂજ્ય પોતે થાવે;
તુજ પદ પદ્મ સેવક તિણે, અક્ષય પદ પાવે. ભા. ૩

॥ ઇંદ્રવજ્રાવૃત્તમ્ ॥

નિયંતરં ગારિગણે સુનાણે, સપ્પાડિહેરા ઇસયપ્પ હાણે;
સંદેહ સંદો હરયં હરંતો, ઝાએહ નિચ્ચંપિ જિણે રહંતો.

ઇતી પ્રથમપદ પૂજા, સમાપ્તઃ ૧

## અથ દ્વિતીય સિદ્ધપદ પુજા, પ્રારંભ.

દોહા.

સિદ્ધિ સ્વરૂપી જે થયા, કર્મ મેલ સવિ ધોય;
જેહ થશે ને થાય છે, સિદ્ધ નમો સહુ કોય. ૧

ઢાળ. પારીરે જાતિનું ફુલ સરગથી— એ દેશી.

નમો સિદ્ધાણું હવે પદ બીજે, જે નીજ સંપદ વરિયા;
જ્ઞાન દર્શન અનંત ખજાનો, અવ્યાબાધ સુખ દરીયાકે,
સિદ્ધ, બુદ્ધ કે સ્વામી, નિજરામી કે, હાંરે વાલા પ્રણમો નિજ
ગુણ કામીરે, ગુણ કામી ગુણ કામી ગુણવંતા, જે વચના-
તીત હુઆરે. ૧ એ આંકણી.

ક્ષાયક સમકિત ને અક્ષય સ્થિતિ, જેહ અરૂપી નામ;
અવગાહન અગુરૂ લઘુ જેહની, વિર્ય અનંતનો ધામ કે. સી. ૨
ઇમ અડ કર્મ અભાવે અડગુણ, વળી ઇગતીશ કહેવાય;
વળી વિશેષે અનંત અનંત ગુણ, નાણ નયણ નિરખાય.
નિત્ય નિત્ય વંદના થાય કે. સિદ્ધ. ૩

દોહા.

જિહાં નિજ એક અવગાહના, તિહાં નમું સીદ્ધ અનંત;
ફરસિત દેશ પ્રદેશને, અસંખ્ય ગુણા ભગવંત. ૧

ઢાળ—રાગ ફાગ.

સિદ્ધ ભજો ભગવંત, પ્રાણી પૂર્ણાનંદી; સિદ્ધ. લોકા
લોક લહે એક સમયે, સિદ્ધ વધૂ વરકંત પ્રાણી.
અજ અવિનાશી અક્ષય અજરામર, સ્વદ્રવ્યાદિક વંત. પ્રા. ૧
વરણ ન ગંધન રસ નહિં ફરસન, દીર્ઘ હ્રસ્વ ન હુંત; પ્રા.

નહીં સૂક્ષ્મ બાદર ગત વેદી, ત્રસ થાવર ન કહંત. પ્રા. ૨
અક્રોહી અમાની અમાયી અલોભી, ગુણ અનંત ભદંત; પ્રા.
પદ્મવિજય નિત્ય સિદ્ધ સ્વામિને, લળી લળી લળી પ્રણમંત. પ્રા. ૩

॥ ઇંદ્રવજ્રાવૃત્તમ્ ॥

દુઠ્ઠઠ્ઠ કમ્મા વરણપ્પ મુક્કે, અનંત નાણાઇ સિરી ચઉક્કે;
સમગ્ગ લોગગ્ગ પયત્થ સિદ્ધે, ઝાએહ નિચ્ચંપિ સમગ્ગ સિદ્ધે.

ઇતિ દ્વિતીયપદ પૂજા, સમાપ્તઃ—૨

## અથ તૃતીય આચાર્ય પદ પુજા, પ્રારંભ.

દોહા.

પડિમા વહે વળિ તપ કરે, ભાવના ભાવે બાર;
નમીએ તે આચાર્યને, પાળે પંચાચાર. ૧

ઢાળ. સંભવ જિનવર વિનતિ—એ દેશી.

આચારજ ત્રીજે પદે, નમીયે જે ગચ્છ ધોરીરે;
ઇંદ્રી તુરંગમ વશ કરે, જે લહી જ્ઞાનની દોરીરે. આ. ૧
શુદ્ધ પરૂપક ગુણ થકી, જે જિનવર સમ ભાખ્યારે;
છત્રીશ છત્રીશી ગુણે, શોભિત સમયમાં દાખ્યારે. આ. ૨
ઉત્કૃષ્ટા ત્રીજે ભવે, પામે અવીચળ ઠાણરે;
ભાવાચાર્ય વંદના, કરિયે થઈ સાવધાનરે. આ. ૩

દોહા.

નવવિધ બ્રહ્મગુપ્તી ધરે, વર્જે પાપ નિયાણ;
વિહાર કરે નવ કલ્પ નવ, સૂરિ તત્વના જાણ. ૧

ઢાળ. રાગ બિહાગડો, મુજ ઘર આવજોરે નાથ—એ દેશી.

સત્તાવીસ ગુણ સાધુના, શોભિત જાસ શરીર;

નવકોટી શુદ્ધ આહાર લે, ઈમ ગુણ છત્રીસે ધાર.
ભવિજન ભાવશું નમો આજ, જિમ પામો અક્ષય રાજ.
ભવિ૦ એ આંકણી. ૧
જે પ્રગટ કરવા અતિ નિપુણ, વર લબ્ધિ અઠ્ઠાવીસ;
અડવિહ પ્રભાવકપણું ધરે, એ સૂરિ ગુણ છત્રીસ. ભ. ૨
તજે ચૌદ અંતર ગંઠીને, પરીસહ ઝીતે બાવિસ;
કહે પદ્મ આચાર્ય નમો, બહુ સૂરિ ગુણ છત્રીસ. ભ. ૩

॥ ઇંદ્રવજ્રાવૃત્તમ્ ॥

સુત્તત્થ સંવેગમયં સુએણં, સંનીર ખીરામય વિસુએણમ્;
પીનંતિ જે તે ઊવજ્ઝાયરાએ, ઝાએહ નિચ્ચંપિ કયપ્પસાયે.

ઇતી તૃતીયપદ પૂજા સમાપ્ત.

## અથ ચતુર્થ ઉપાધ્યાય પદ પુજા, પ્રારંભ.

### દોહા.

ચોથે પદ પાઠક નમું, સકળ સંઘ આધાર;
ભણે ભણાવે સાધુને, સમતા રસ ભંડાર. ૧

ઢાળ. રાગ વસંત.

તુંતો જીન ભજ વિલંબ ન કર હો, હોરીકે ખેલઇયાં—એ દેશી.
તુંતો પાઠક પદ મન ધર હો, રંગીલે જીઊરા;
રાય રાંક જસુ નિકટે આવે, પણ જસ નહી નિજ પર હો;રંગીલે.૧
સારણાદિક ગચ્છ માંહે કરતાં, પણ રમતાં નિજ ઘરહો. રંગીલે.૨
દ્વાદશાંગ સઝાય કરણકું, જે નિશ દીન તત્પરહો. રંગીલે. ૩
એ ઉવઝાય નિર્યામક પામી, તુંતો ભવસાયર સુખે તરહો.રંગીલે.૪
જે પરવાદી મતંગજ કેરો, ન ધરે હરિપરે ડરહો. રંગીલે. ૫
ઉત્તમ ગુરૂ પદ પદ્મ સેવનથેં, પકડે શિવવધુ કરહો.રંગીલે. ૬

### દોહા.

આચારજ મુખ આગળે, જે યુવરાજ સમાન;
નિદ્રા વિકથા નવી કરે, સર્વ સમય સાવધાન. ૧

ઢાળ. જીન વચને વૈરાગીયો હો ધન્ના—એ દેશી.

નમો ઊવઝાયણું જપો હો મિત્તા. જેહના ગુણ પચવીસરે;
એકાગર ચિતા એ પદ ધ્યાવો એ, એ પદ ધ્યાવો ધ્યાનમાંરે
મિત્તા, મુકી રાગ ને રીસરે, એકાગર ચિતા. એપદ૦ ૧
અંગ અગ્યાર પુરવધરા હો મિત્તા, પરિસહ સહે બાવીસ;
ત્રણ ગુપ્તી ગુપ્તા રહે હો મિત્તા, ભાવે ભાવના પચવીસરે.
એકાગર ચિત્તા. એ પદ ૨
અંગ ઊપાંગ સોહામણાં હો મિતા, ધરતા જેહ ગુણીશ;
ગણતાં મુખ પદ પક્ષથી હો મિત્તા, નંદી આણુંજોગ જગીશરે.
એકાગર ચિત્તા. એ પદ ૩

ઈંદ્રવજ્રાવૃત્તમ્.

નનંસુહં નહિ પીયા ન માયા, જે દંતિ જિવાન્હિ સૂરી સપાયા;
તમ્હાહુ તે ચેવ સયા ભજેહ, જંમુખ્ખ સુખ્ખાઇં લહુ લહેહ.

ઇતિ ચતુર્થ પુજા, સમાપ્ત. ૪

## અથ પંચમ સાધુપદ પુજા, પ્રારંભ:

### દોહા.

હવે પંચમ પદે મુનીવરા, જે નિરમમ નિઃસંગ;
દિન દિન કંચનની પેરે, દીસે ચઢતે રંગ. ૧

ઢાળ. રાગ વસંત—મો મન ભવન વિશાળ સાંઇયાં.—એ દેશી.

મુનિવર પરમ દયાળ ભવિયાં; મુનીવર પરમ દયાળ.

તુમે પ્રણમોને ભાવ વિશાળ. ભવિ. મુનિ. ૧ એ આંકણી.
કુર્મી સંબળ મુનીવર ભાખ્યા;
આહાર દોષ ટાળે બીયાળ; ભ૦ મુનીવર૦
બાહ્ય અભ્યંતર પરીગ્રહ છાંડી;
જિણે છાંડી સર્વ જંજાળ. ભ૦ મુનીવર૦ ૧
જિણે એ રૂષિનું શરણ કર્યું તિણે;
પાણી પેહેલી બાંધી પાળ; ભ૦ મુનીવર૦
જ્ઞાન ધ્યાન કિરીયા સાધનતા;
કાઢે પુર્વના કાળ. ભ૦ મુનીવર૦ ૨
સંજમ સત્તર પ્રકારે આરાધે;
છ જીવના પ્રતિપાળ; ભ૦ મુનિવર૦
એમ મુની ગુણ ગાવે તે પેરે;
શીવવધુ વરમાળ. ભ૦ મુનિવર પરમ દયાળ. ૩

દોહા.

પાંચે ઇંદ્રી વશ કરે, પાળે પંચાચાર;
પંચ સમીતી સમિતા રહે, વંદું તે અણગાર. ૧

ઢાળ. ગીરીરાજકું સદા મેરી વંદનારે—એ૦દેશી.

મુનીરાજકું સદા મોરી વંદનારે, મુનીરાજકું૦
ભોગ વમ્યા તે મનશું ન ઇચ્છે, નાગ જયું હોય અગંધનારે. મુ૦
પરિસહ ઊપસર્ગે થીર રેહેવે, મેરૂ પરે નિકંપનારે. મુ૦ ૧
ઇચ્છા (૧) મિચ્છા (૨) આવશિયા (૩) નિશીયા (૪);
તહક્કાર (૫) ને વળી છંદનારે (૬)—મુની૦
પુચ્છા (૭) પ્રતિપુચ્છા (૮) ઊપસંપદા (૯);

સમાચારી નિમંતનારે (૧૦) મુની૦ ૨
એ દસવિધ સમાચારી પાળે, કહે પદ્મ લેઉ તસ ભામણાંરે. મુ૦
એ રૂષીરાજ વંદનથી હોવે, ભવ ભવ પાપ નિકંદનારે. મુની૦ ૩

ઇંદ્રવજ્રા વૃત્તમ.

ખંતેય દંતેય સુંગુત્તિગુત્તા, મુત્તેય સંતે ગુણ જોગ જુત્તા;
ગયપ્પમાયે ગયમોહમાયે, ઝાએહનિચ્ચં મુણિરાય પાયે.

ઇતિ પંચમ સાધુપદ પુજા, સમાપ્ત.

## અથ ષટ દર્શનપદ પુજા, પ્રારંભઃ

**દોહા.**

સમકિત વિણ નવ પુરવી, અજ્ઞાની કહેવાય;
સમકિત વિણ સંસારમાં, અરહો પરહો અથડાય. ૧

ઢાળ—રાગ સારંગ.

પ્રભુ નિર્મળ દરસન કીજીએં, એ આંકણી.
આતમ જ્ઞાનકો અનુભવ દર્શન, સરસ સુધારસ પીજીએં. પ્રભુ૦૧
જસ અનુભાવ અનંત પરીયટ્ટા, ભવ સંસાર સૌ છીજીએ; પ્રભુ૦
ભીન્ન મહુર્ત દર્શન ફરસનથેં, અર્ધ પરીયટ્ટે સીજીએ.પ્રભુ૦૨
જેહથી હોવે દેવગુરૂ પુની, ધર્મ રંગ અઠ્ઠમિજીએ; પ્રભુ૦
ઇશ્યો ઉત્તમ દર્શન પામી, પદ્મ કહે શીવ લીજીએ. પ્રભુ૦ ૩

**દોહા.**

સમકિત અડપત્રયણ ધણી, પણ જ્ઞાની કેહેવાય;
અર્ધ પુદ્ગળ પરાવર્તમાં, સકળ કર્મ મળ જાય. ૧

ઢાળ-ધન્ય ધન્ય સંપ્રતી સાચો રાજા-એ દેશી.

**સમ્યક દર્શન પદ તુમે પ્રણમો, જે નિજં ધુર ગુણ હોયરે;**

ચારીત્ર વિણ લહે સાસ્વત પદવી, સમકિત વિણ નહી કોયરે. સમ્ય.
સદ્દહણા ચઉ લક્ષણ દુષણ, ભુષણ પંચ વિચારોરે;
જયણા ભાવણ ઠાણ આગારા, ષટ ષટ તાસ પ્રકારોરે. સમ્ય૦
શુદ્ધિ લિંગ ત્રણ આઠ પ્રભાવક, દસવિધ વિનય ઉદારોરે;
એમ સડસઠ ભેદે અલંકરીઓ, સમકિત શુદ્ધ આચારોરે. સમ્ય૦
કેવળી નિરખિત સુક્ષ્મ અરૂપી, તે જેહને ચિત વશિયોરે;
જિન ઉત્તમ પદ પદ્મની સેવા, કરવામાં ઘણું રશીયોરે. સમ્ય૦

ઇંદ્રવજ્રા વૃત્તમ.

જં દવચ્છિકાયેસુ સદ્દહાણ, તં દેસણં સમ ગુણપ્પહાણમ્;
કુગ્ગહિ વાહી ઉવયંતિ જેણંજહા વિઘેણ રસાયણેણમ.

ઇતિ ષષ્ટ પદ પુજા, સમાપ્ત.

---

## અથ સપ્તમ જ્ઞાનપદ પુજા, પ્રારંભઃ

**દોહા.**

નાણ સ્વભાવ જે જીવનો, સ્વપર પ્રકાશક તેહ;
તેહ નાણ દિપક સમું, પ્રણમો ધર્મ સનેહ. ૧

ઢાળ—નારાયણાની, જિમ મધુકર મન માલતી રે—એ દેશી,
નાણ પદારાધન કરોરે, જિમ લહો નિર્મળ નાણરે. ભવીકજન
શ્રદ્ધા પણ થીરતો રહેરે; જો નવતત્વ વિનાણરે. ભવી. ના. ૧
અજ્ઞાની કરશે કિશ્યુંરે, શું લેહશે પુણ્ય પાપરે; ભવી૦
પુણ્ય પાપ નાણી લહેરે, કરે નિજ નિર્મળ આપરે. ભ૦ ના. ૨
પ્રથમ જ્ઞાન પછી દયારે, દસ વૈકાળીક વાણરે. ભ૦
ભેદ એકાવન તેહનારે, સમજો ચતુર સુજાણરે. ભ૦ ના. ૩

**દોહા.**

બહુ કોડયોં વર્ષે ખપે, કર્મ અજ્ઞાને જેહ;
જ્ઞાની શ્વાસો શ્વાસમાં, કર્મ ખપાવે તેહ.

ઢાળ-હો મનવાલે સાજન—એ દેશી,

નાણુ નમો પદ સાતમેં, જેહથી જાણે દ્રવ્ય ભાવ, મેરે લાલ,
જાણે જ્ઞાન ક્રિયા વળી, તિમ ચેતનને જડભાવ, મેરે લાલ. ના૦
નરગ સરગ જાણે વળી, જાણે વળી મોક્ષ સંસાર. મેરે લાલ;
હેય જ્ઞેય ઉપાદેય લહે, નિશ્ચે ને વ્યવહાર, મેરે લાલ. ના૦ ૨
નામ ઠવણ દ્રવ્ય ભાવ જે, વળી સગનય ને સપ્ત ભંગ. મેરે લાલ;
જિનમુખ પદ્મ દ્રહ થકી, લહો જ્ઞાન પ્રવાહ સુગંગ, મેરેલાલ.ના૦

ઇંદ્રવજ્રા વૃત્તમ.

નાણં પહાંણ નેયચક્ક સિદ્ધં, તત્ત્વે બોહી કમયં પસિદ્ધમ્
ધરેહ ચિત્તાવસએ પુરંતં, માણિક્ક દીઓવ્વ તમો હરંતમ્

ઇતિ સપ્તમ પદ પુજા, સમાપ્ત.

---

## અથાષ્ટમ ચારીત્રપદ પુજા, પ્રારંભ:

દોહા.

ચારીત્ર ધર્મ નમો હવે, જે કરે કર્મ વિરોધ;
ચારીત્ર ધર્મ જસ મન વશ્યો, સફળો તસ અવબોધ. ૧

ઢાળ-હુંક અને ટોડા વચેરે, મેદી કેરો છોડ—મેદી રંગ લાગ્યો—એ દેશી.

ચારીત્રપદ નમો આઠમેરે, જેહથી ભવ ભય જાય; સંજમ રંગ લાગ્યો.
સત્તર ભેદ છે જેહનારે, સીત્તેર ભેદ પણ થાય. સંજમ૦ ૧
સમિત્તિ ગુપ્તી મહાવ્રત વળીરે, દસ ખંત્યાદિક ધર્મ. સંજમ૦
નાણુ કાર્ય વિરતિયછેરે, અનોપમ સમતા શર્મ. સંજમ૦ ૨
બાર કષાય ક્ષય ઉપસમેરે, સર્વ વિરતી ગુણ ઠાણ; સંજમ૦
સંજમ ઠાણ અસંખ્યછેરે, પ્રણમો ભવિક સુજાણ. સંજમ૦ ૩

**દોહા.**

હરીકેશી મુની રાજીયો, ઉપન્યો કુળ ચંડાળ;
પણ નિત્ય સુર શેવા કરે, ચારીત્ર ગુણ અસરાળ. ૧

ઢાળ—સાહિબ કબ મિલે સસનેહી, પ્યારા હો, સાહિબ—એ દેશી.
સંજમ કબ મિલે સસનેહી, પ્યારા હો, સંજમ૦ એ આંકણી.
સું સમકિત ગુણ ઠાણુ ગબ્હારા; આતમસેં કરત બિચારાહો. સંજમ૦ ૧
દોષ બેતાળીસ શુદ્ધ આહારા, નવકલ્પી ઉગ્ર વિહારા હો. સં૦૨
સહસ ત્રેવીશ દોષ રહિત નિહારા, આવશ્યક દોય વારાહો. સં૦૩
પરિસહ સહનાદિક પરકારા, એ સબ વ્યવહારા હો. સં૦ ૪
નિશ્ચય નિજગુણ વરણ ઊદારા, લહત ઉત્તમ ભવ પારાહો. સં૦ ૫
મોહાદિક પરભાવસેં ન્યારા, દુગ નય સંયુત સારા હો. સં૦ ૬
પદ્મ કહે ઇમ સુણી ઊજમાળા, લહે શિવવધુ વર હારાહો. સં૦ ૭

ઈંદ્રવજ્રા વૃત્તમ

સુસંવરં મોહ નિરોધસારં, પંચપ્પયારં વિગમાઇયારં;
મુલોત્તરાણેગગુણં પવિત્તં, પાલેહનિચ્ચંધિહુ સ ચરિત્તમ.

ઇતિ અષ્ટમપદ પુજા, સમાપ્ત.

## અથ નવમ તપપદ પુજા, પ્રારંભ :

**દોહા.**

દ્દઢ પ્રહારી હત્યા કરી, કીધાં કર્મ અઘોર;
તોપણ તપના પ્રભાવથી, કાઢયાં કર્મ કઠોર. ૧

ઢાળ—પુરૂષોતમ સમતા છે તાહારા ઘટમાં—એ દેશી.
તપ કરીએ સમતા રાખી ઘટમાં, તપ કરીએ૦

તપ કરવાલ કરાળ લે કરમાં, અડીએ કર્મ અરી ભટમાં. તપ૦૧
ખાવત પિવત મોક્ષ જે માને, તે સિરદાર બહુ જટમાં. તપ૦૨
એક અચરિજ પ્રતિસ્રોતે તરતાં, આવે ભવસાયર તટમાં. તપ૦૩
કાળ અનાદિકો કર્મ સંગતીથેં, જિઉ પડિયો જ્યું ખટપટમાં. તપ૦૪
તાસ વિયોગ કરણ એ કારણું, જેણે નવી ભમીએ ભવનટમાં. તપ૦૫
હોયે પુરાણ તે કર્મ નિર્જરે, એ સમ નહિ સાધન ઘટમાં. તપ૦૬
ધ્યાન તપે સવિ કર્મ જળાઇ, સિવવધુ વરીએ ઝટપટમાં. તપ૦૭

દોહા.

વિઘ્ન ટળે તપગુણ થકી, તપથી જાય વિકાર;
પ્રસંશ્યો તપ ગુણ થકી, વીર ધન્નો અણગાર. ૧

ઢાળ–સચ્ચા સાંઇ હો, ડંકા જોર બજાયા હો—એ દેશી.

તપસ્યા કરતાં હો ડંકા જોર બજાયા હો, એ આંકણી.
ઉજમણાં તપ કેરાં કરતાં, સાસન સોહ ચઢાયા હો;
વિર્ય ઉલ્લાસ વધે તેણે કારણ, કર્મ નિર્જરા પાયા. તપસ્યા૦ ૧
અડસિદ્ધિ અણીમા લઘ્ધિમાદિક, તિમ લબ્ધિ અડવીસાહો;
વિશ્નુકુમારાદિક પેરે જગમાં, પામત જયતજગિશા. તપસ્યા૦ ૨
ગૌતમ અષ્ટાપદગીરી ચઢીયા, તાપસ આહાર કરાયા હો;
જે તપકર્મ નિકાચિત તપવે, ક્ષમા સહિત મુની રાયા તપસ્યા૦ ૩
સાડાબાર વર્ષ જિન ઉત્તમ, વિરજી ભોંમી ન ઠાયા હો;
ઘોર તપે કેવળ લહ્યા તેહના, પદ્મવિજય નમે પાયા. તપસ્યા૦ ૪

ઇતિ નવમપદ પુજા, સમાપ્ત.

## કળસ.

### રાગ ધનાશ્રી.

આજ મારે ત્રીભૂવન સાહેબ તૃઠયો, અનુભવ અમૃત વુઠો;
ણી અનુયાઇ ચેતના કરતાં, કીશ્યુંઅ કરે મોહ રૂઠો.
ભવી પ્રાણી હો, આજ મારે ત્રીભૂવન૦ ૧
એ નવપદનું ધ્યાન ધરંતાં, નવનિધી રીધી ઘરે આવે;
નવય નિયાણાનો ત્યાગ કરીને; નવ ક્ષાયક પદ પાવે. ભ૦ આ૦ ૨
વિજયસિંહ સુરી શિષ્ય અનુપમ, ગિતારથ ગુણ રાગી;
સત્યવિજય તસ શિષ્ય વિબુધવર, કપુરવિજય વડભાગી. ભ૦ આ૦૩
તાસ શિષ્ય શ્રી ખીમાવિજય વર, જિનવિજય પન્યાસ;
શ્રી ગુરૂ ઉત્તમવિજય સુશિષ્યો, શાસ્ત્રાભ્યાસ વિલાસ. ભ૦ આ૦ ૪
ગજ (૮) વન્હી (૩) મદ (૮) ચંદ્ર (૧) સંવસ્તર, માહા વદી
બીજ ગુરૂવારો; રહી ચોમાસું લીંબડી નગરે, ઊદ્યમ એહ
ઊદારો. ભ૦ આ૦ ૫
તપગચ્છ વિજય ધર્મસુરી રાજે, શાંતીજીણંદ પસાયો;
શ્રી ગુરૂ ઊતમ ક્રમકજ અલીસમ, પદ્મવિજય ગુણ ગાયો.
ભ૦ આ૦ ૬

ઇંદ્રવજ્રા વૃત્તમ.

બહું તહા ભિંતરભેયમેયં, કયાય દુઝેયકુકમ્મભેયં;
દુખ્ખખ્ખયત્થે કયપાવનાસં, તવેણદાહાગમયં નિરાસમ.

ઇતિ પંડિત શ્રી પદ્મવિજય કૃત શ્રી નવપદ પુજા, સંપુર્ણ
ઢાળ ૧૮- ગાથા. ૯૯.

# ॥ श्री सिद्धगिरिराजनी भावना ॥

શ્રી સિદ્ધગિરિ શાશ્વતો તિર્થ છે ત્યાં શ્રી રૂષભદેવ પ્રથમ તિર્થંકર પુર્વનવાણુંવાર સમોસર્યા તે માટે એ ગિરિરાજના મહિમાનો પાર નથી. અઢી દ્વિપમાં એ તિર્થ કલ્પવૃક્ષ સરિખો છે; એ ગિરિરાજના દરિસન દુર્લભ છે, કોઇ પુન્યશાળી જીવ હોય તેજ એ ગિરિરાજને ભેટે. દસકોટિ શ્રાવકને જમાડે અને એ તિર્થની જાત્રા કરે તેહને ઘણો નફો થાય, તે કરતાં પણ એ તિર્થ એક મુનિને દાન દેતાં લાભ ઘણોજ થાય. ચાર મ્હોટી હત્યાનો કરનાર તથા દેવદ્રવ્ય ચોરી ખાનાર, વળી ચંદ્રશિખર નિજ ભગિનીનો ભોગવનારો તે પણ એ ગિરિરાજના સેવનથી મોક્ષે ગયા. વળી રીખભસેણ આદે અસંખ્ય મોક્ષે ગયા. ધન્ય છે એવા પ્રાણીઓને જે એ ગિરિરાજની પવિત્ર ભક્તી કરે છે, કરાવે છે, અનુમોદે છે, તે પુરૂષને ધન્ય છે. હું પણ એ ગિરિરાજની ભક્તી રૂડી રીતે કરી જેમ પુર્વે માહા પુરૂષો થઈ ગયા તેમણે જેવી ભક્તી કરી વૈરાગ પામી મોક્ષે ગયા તેવી રીતે કરીને જાઉં. હે પ્રભુ! મને તમારા જેવો કરો. તમારા જેવું અવ્યાબાધ સુખ આપો.

---

## અથ શ્રી સિદ્ધાચળ મંડન રૂષભદેવજીનું સ્તવન.

### રાગ મરાઠી.

ઋષભ જિનંદ વિમળગિરિ મંડન, મંડન ધર્મધુરા કહીયે;
તું અકળ સ્વરૂપી જારકે, કરમ ભરમ નિજ ગુણ લહીયે. રિષવ૦ ૧
અજર અમર પ્રભુ અલખ નિરંજન, ભંજન સમર સમર કહીયે;

તું અદ્ભુત યોદ્ધા મારકે, કરમ ધાર જગ જસ લહીયે. રિષવ૦ ૨
અવ્યય વિભુ ઇશ જગ રંજન, રૂપ રેખ વિન તું કહીયે;
શિવ અચર અનંગી તારકે, જગજન નિજ સત્તા વહીયે. રિષવ૦ ૩
શત સૂત માતા સુતા સુહંકર, જગત જયંકર તું કહીયે;
નિજ જન સબ તાર્યે, હમોસેં અંતર રખના ના ચહીયે. રિષવ૦૪
મુખડાં ભીંચકે બેશી રહેના, દીનદયાળકો ના ચઇયે;
હમ તન મન ઠારો વચનસેં, સેવક અપના કહે દઇયે. રિષવ૦ ૫
ત્રીભુવન ઇશ સુહંકર સ્વામી, અંતરજામી તું કહીયે;
જબ હમકું તારો પ્રભુસેં, મનકી વાત સકળ કહીયે. રિષવ૦ ૬
કલ્પતરૂ ચિંતામણી જાચ્યો, આજ નિરાસેં ના રહીયે;
તું ચિંતિત દાયક દાસકી, અરજી ચિત્તમેં દ્રઢ ગ્રહીયે. રિષવ૦ ૭
દીનહીન પરગુણ રસ રાચી, સરણ રહિત જગમે રહીયે;
તું કરૂણાસિંધુ દાસકી, કરૂણા કયું નહિ ચિત ગહીયેં. રિષવ૦૮
તુમવિન તારક કોઈ ન દિસે, હોવે તુમકું કયું કહીયે;
ઇહ દિલમેં ઠાની તારકે, સેવક જગમેં જસ: લહીયે. રિષવ૦ ૯
સાત વાર તુમ ચરણે આયો, દાયક શરણ જગત કહીયે;
અબધરણે બેશી નાથસેં, મન વંછીત સબ કુછ લહીયે. રિષવ૦ ૧૦
અવગુણ માની પરિહરશ્યો તો, આદિ ગુણી જગકો કહીયે;
જો ગુણીજન તારે તો, તેરી અધિકતા કયા કહીયે. રિષવ૦ ૧૧
આતમ ઘટમેં ખોજ પ્યારે, બાહ્ય ભટકતે ના રહીયે;
તુમ અજ અવિનાશી ધાર,નિજરૂપ આનંદઘન રસ લહીયે.રિ.૧૨
આતમનંદી પ્રથમ જીનેશ્વર, તેરે ચરણ શરણ રહીયે;
સિદ્ધાચળ રાજા, સરે સબ કાજ આનંદ રસ પી રહીયે. રિષવ.૧૩

# અથ શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

શ્રી સિદ્ધાચળ મંડણ સ્વામીરે, જગજીવન અંતરજામીરે;
એને પ્રણમું હું શીરનામી, જાત્રીડા જાત્રા નવાણું કરીયેરે.
કરીયે તો ભવજળ તરીયે—જાત્રીડા૦ ૧

શ્રી ઋષભ જીનેશ્વર રાયારે, જીહાં પૂર્વ નવાણું આવ્યારે;
પ્રભુ સમવસર્યા સુખદાયા,— જાત્રીડા૦ ૨
ચૈત્રી પુનમ દીન વખાણુંરે, પાંચ કોડી પુંડરીક જાણુંરે;
જે પામ્યા પદ નિરવાણું.— જાત્રીડા૦ ૩
નમી વિનમી રાજા સુખ સાથેરે, બે કોડી સાધુ સંઘાતેરે;
એતો પામ્યા પદ લોકાંતે— જાત્રીડા૦ ૪
કાર્તિક પુનમે કર્મને ત્રોડીરે, જીહાં સીધ્યા મુનિ દશ કોડીરે;
તેને વંદો બે કરજોડી— જાત્રીડા૦ ૫
એમ ભરતેશ્વરને પાટેરે, અસંખ્યાતા મુનિ એ વાટેરે;
પામ્યા મુક્તિરમણી એ વાટે— જાત્રીડા૦ ૬
દોય સહુસ મુનિ પરીવારરે, થાવચ્ચા સુત સુખકારરે;
સય પંચ સૈલગ અણગાર— જાત્રીડા૦ ૭
વળી દેવકીસુત સુજગીશરે, સીધ્યા બહુ જાદવ વંશરે;
તે પ્રણમોરે મનહંસ— જાત્રીડા૦ ૮
પાંચે પાંડવ એ ગિરિ આવ્યારે, સીધ્યા નવ નારદ રૂષીરાયારે;
વળી સાંબ પ્રદ્યુમ્ન કહાયા— જાત્રીડા૦ ૯
એ તીરથ મહીમાવંતરે, જીહાં સીધ્યા સાધુ અનંતરે;
ઇમ ભાખે શ્રી ભગવંત— જાત્રીડા૦ ૧૦

ઉજ્વલગિરિ સમો નહીં કોયરે, તીરથ સઘળા મેં જોયરે;
મેં ફરસ્યાં પાપ ન હોય— જાત્રીડા૦ ૧૧
એકલ અહારી સચીત પરીહારીરે, પદચારીને ભુમી સંથારીરે;
શુદ્ધ સમકીત ને બ્રહ્મચારી— જાત્રીડા૦ ૧૨
એમ છરી જે નર પાળેરે, બહુ દાન સુપાત્રે આલેરે;
તે જનમ મરણ ભય ટાળે— જાત્રીડા૦ ૧૩
ધન્ય ધન્ય તે નરને નારીરે, ભેટે વિમળાચળ એક તારીરે;
જાઉં તેહની હું બલીહારી— જાત્રીડા૦ ૧૪
શ્રી જીનચંદ્રસુરી સુપસાયેરે, જિન હર્ષ હોય ઉચ્છાયરે;
ઇમ વિમળાચળ ગુણ ગાય— જાત્રીડા૦ ૧૫

---

## શ્રી સિદ્ધાચળનું સ્તવન,

ચાલો ચાલો વિમળગિરિ જઇએરે ભવજળ તરવાને,
તુમે જયણાએ ધરજ્યો પાયરે, પાર ઉતરવાને; એ આંકણી.
બાળ કાળની ચેષ્ટા ટાળી, હાંરે હુંતો ધરમ યોવન હવે પાયોરે.—ભવ૦
ભૂલ અનાદિની દુર નિવારી, હાંરે હુંતો અનુભવમાં લહ્યલાયોરે.
પાર ઉતરવાને. ચાલો૦ ૧
ભવતરષા સવી દૂર નિવારી, હાંરે મારી જીનચરણે લહ્ય લાગીરે;—ભવ૦
સંવર ભાવમાં દિલ હવે ઠરીયું, હાંરે મારી ભવની ભાવટ ભાગીરે.
પાર ઉતરવાને. ચાલો૦ ૨
સચીત સરવનો ત્યાગ કરીને, હાંરે નિત્ય એકાસણાં તપકારીરે;
ભવ જળ તરવાને.

પડીકમણાં દોય ટંકનાં કરસ્યું, હાંરે ભલી અમૃત ક્રિયા
દિલધારીરે.—પાર ઉતરવાને. ચાલો૦ ૩
વ્રત ઉચરશું ગુરૂની પાંસે, હાંરે હુંતો યથાશક્તિ અનુસારરે;
ભવ જળ તરવાને.
ગુરૂ સાથે ચડશું ગિરિ પાજે, હાંરે જે ભવોદધી બુડતા તારેરે.
પાર ઉતરવાને. ચાલો૦ ૪
ભવતારક એ તિરથ ફરસી, હાંરે હુંતો સુરજકુંડમાં નાહ્યોરે.
ભવ જળ તરવાને.
અષ્ટપ્રકારી ઋષભ જીણંદની, હાંરે હુંતો પૂજા કરીશ લહ્ય
લાવીરે. પાર ઉતરવાને. ચાલો૦ ૫
તિરથ પતિને તીરથ સેવા, એતો સાચા મોક્ષના મેવારે;
ભવ જળ તરવાને.
સાત છઠ્ઠ દોય અઠ્ઠમ કરીને, મને સ્વામીવચ્છળની હેવારે.
પાર ઉતરવાને. ચાલો૦ ૬
પ્રભુપદ પદ્મ રાયણ તળે પુજી, હુંતો પામીશ હરખ અપારરે;
ભવ જળ તરવાને.
રૂપવીજય પ્રભુ ધ્યાન પસાએ, એતો પામે સુખ શ્રીકારરે.
પાર ઉતરવાને. ચાલો૦ ૭

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

બાપલડાંરે પાતીકડાં તમે શું કરશો હવે રહીનેરે;
શ્રી સિદ્ધાચળ નયણે નીરખ્યો, દુર જાવો તમે વહીનેરે. બા૦૧
કાળ અનાદિ લગે તુમ સાથે, પ્રિત કરી નિરવહીનેરે;
આજ થકી પ્રભુ ચરણે રહીશું, એમ શીખવીયું મનનેરે. બા૦૨

દુષમ કાળે એણે ભરતે, મુક્તિ નહીં સંઘેણનેરે;
પણ તુજ ભક્તિ મુક્તિને ખેંચે, ચમક ઉપર જેમલોહનેરે.બા૦૩
બાહ્ય અભ્યંતર શત્રુ કેરો, ભય ન હોવે મુજ મનનેરે;
સેવક સુખીયો સુજસ વિલાસી, તે મહિમા પ્રભુ તુજનેરે. બા૦૪
સુદ્ધ સુવાસન ચરણે આપ્યાં, મીથ્યા પંક શોધનનેરે;
આતમભાવ થયો જબ નિર્મળ, આણંદ તુજ ભજનનેરે.બા૦૫
નામ મંત્ર તુમારો સાધ્યો, તે થયો જગ મોહનનેરે;
તુજ મુખ મુદ્રા દેખી હરખું, જીમ ચાતુક જળધરનેરે. બા૦ ૬
અખય નિધાન તુમ સમકીત પામી, કોણ વંછે ચળ ધનનેરે;
શાન્ત સુધારસ કનક કચોળે, સિંચો શેવક તનનેરે. બા૦ ૭
તુમ વીણુ અવર દેવ નહીં જાચું, ફરિ ફરિ આ મનનેરે;
જ્ઞાનવિમળ કહે ભવજળ તારો, શેવક બાંહ્ય ગ્રહીનેરે. બા૦ ૮

## શ્રી ઋષભદેવનું સ્તવન.

માતા મરૂદેવાના નંદ, દેખી તારી મુરતિ મારૂ મન લોભાણુંજી;
મારૂં દીલ લોભાણુંજી.—દેખી૦ એ ટેક.
કરૂણા નાગર કરૂણા સાગર, કાયા કંચન વાન;
ધોરી લંછન પાઉલે કાંઇ, ધનુષ પાંચસેં માન.—માતા૦ ૧
ત્રિગડે બેશી ધર્મ કહંતા, સુણે પર્ષદા બાર;
યોજનગામની વાણી મીઠી, વરસંતી જળધાર.—માતા૦ ૨
ઉર્વશી રૂડી અપછરાને, રામા છે મન રંગ;
પાયે નેપુર રણઝણે, કાંઈ કરતી નાટારંભ.— માતા૦ ૩
તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તું જગ તારણ હાર;
તુજ સરીખો નહીં દેવ જગતમાં, અરવડીયા આધાર.– માતા૦ ૪

તુંહીજ ભ્રાતા તુંહીજ ત્રાતા, તુંહી જગતનો દેવ;
સુરનર કીન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ.—માતા૦ ૫
શ્રી સિદ્ધાચળ તિરથ કેરો, રાજા ઋષભ જિણંદ;
કીરતિ કરે માણેકમુની તાહરી, ટાળો ભવ ભય ફંદ.—માતા૦ ૬

## રાયણનું સ્તવન.

નિલુડી રાયણ તરૂ તળે, સુણ સુંદરી, પીલુડા પ્રભુના પાયરે;
ગુણમંજરી.
ઉજવળ ધ્યાને ધ્યાઇએ, સુણ૦ એહીજ મુક્તિ ઉપાયરે. ગુણ૦ ૧
શિતળ છાંયાએ બેશીયે, સુણ૦ રાતડો કરી મન રંગરે; ગુણ૦
પુજીએ સોવન ફુલડે, સુણ૦ જેમ હોય પાવન અંગરે. ગુણ૦ ૨
ખીર ઝરે જેહ ઉપરે, સુણ૦ નેહ ધરીને એહરે; ગુણ૦
ત્રીજે ભવ શિવ તે લહે, સુણ૦ થાયે નિરમળ દેહરે. ગુણ૦ ૩
પ્રીત ધરી પરદક્ષિણા, સુણ૦ દીએ એહને જે સારરે; ગુણ૦
અભંગ પ્રીતિ હોય જેહને, સુણ૦ ભવભવ તુમ આધારરે. ગુણ૦ ૪
કુશુમ ફળ પત્ર મંજરે, સુણ૦ શીખા થડને મૂળરે; ગુણ૦
દેવતણા વાશા અછે, સુણ૦ તિરથને અનુકુળરે. ગુણ૦ ૫
તિરથ મહિમા અતી ઘણો, સુણ૦ ભેટે પાતક જાયરે; ગુણ૦
જ્ઞાનવિમળ ગુણ ભાખીયો, સુણ૦ શેત્રુંજા માહાત્મ્ય માંહ્યરે. ગુણ૦ ૬

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

દર્શન સમાનને અસ્ત સમાનરે, અસ્ત સમાનરે.
જે તારે દિલ આવેરે, નાગર સજ્જનાંરે કોઇ, સિદ્ધગિરિ
રાજ ભેટાવેરે, વંદાવેરે, પુજાવેરે, ફરસાવેરે, દેખાવેરે, બતા

લાવેરે, નાગર સજ્જનાંરે કોઇ. એ ટેક. ૧

અતીય ઉમઇયોને, બહુ દીન વહીયોરે; (૨)
માન વિના વૃંદ આંવેરે, નાગર સજ્જનાંરે કોઈ. ૨

ધવલ દેવલીયાને, સુરપતિ મળીયાંરે; (૨)
કોઇ ચ્યારે પાગે ચઢાવેરે, નાગર સજ્જનાંરે કોઇ. ૩

નાટિક ગીતને હાં, અતુરાં વાગેરે; (૨)
મન ગમતા નાદ સુણાવેરે, નાગર સજ્જનાંરે કોઈ. ૪

ધન ધન જે ઋદ્ધિપતિને, ધનપતિ ને નરપતિને; (૨)
શંઘપતિ તિલક ધરાવેરે, નાગર સજ્જનાંરે કોઇ. ૫

સકળ તિરથ માંહી, સમરથ એહિજ સાચો; (૨)
આગ્યમ પાઠ સુણાવેરે, નાગર સજ્જનાંરે કોઈ. ૬

ઘર બેઠાં પણ એ ગિરિ ધ્યાવોરે, (૨) ઘર બેઠાં ગિરિના
ગુણ ગાવોરે; (૨)
શ્રી જ્ઞાનવિમળ ગુણ ગાવેરે, નાગર સજ્જનાંરે કોઇ. ૭
સિદ્ધગિરિ રાજ ભેટાવોરે, વંદા;પુજા, ફર, દેખા, બત૦ નાગર૦

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

મારૂં ડુંગરીએ મન મોહી રહ્યું, જગજીવન આદિ જીણંદહો;
માતા મારૂદેવીનો લાડણો, રાણી સુનંદા હૈડાનો હાર રે. મારૂં૦૧

લાલણ ચાલોને ચતુર ઉતાવળા, સુંદર સેજ્વાલ જોડાવ્ય હો;
લાલણ લ્હાવો લીજે લક્ષ્મિતણો, મને વિમળાચળ ભેટાવ હો. મા.૨

લાલણ સેંથો તે નિતર ફુલે ભર્યો, સોના ચુડલાની મને ચાહ હો;
લાલણ જોતાં હવે હું વાલહો, મને સિદ્ધાચળ ભેટાવ હો. મા૦ ૩

લાલણ નવસરો હાર હું શું કરૂં, હું શું કરૂં ચિરમ ચીર હો;

લાલણ શું કરૂં બાજુબંધ બેરખા, મારી કાંકણીએ નિરમળ
હીરા હો. મારૂં૦ ૪
લાલણ પાંચક્રોડ પુંડરીકશું, એતો સિધ્યા સાધુ અનંત હો;
લાલણ દ્રાવીડ વારીખેલુ બેહુ મળી, દશક્રોડ મુનીનો સાથહો. મા.૫
લાલણ એણે ગઢ ઋષભ સમોસર્યા, એક નેમ વિના ત્રેવીસ હો;
લાલણ પાંચ પાંડવ મુક્તે ગયા, વૃતધારી ક્રોડ વીસ હો. મા૦ ૬
લાલણ ધન્ય ધન્ય દાહાડો ધન્ય ઘડી, જીહાં નાભિનંદ મલ્હારહો;
અલબેલા આદિશ્વર ભેટશું, અરચીશું જગત આધાર હો. મા૦ ૭
લાલન એકસિત વનસીત જિનવરા, ભરતાદિક પેઢી અસંખ્ય હો;
લાલણ થાવચ્યા સહુસશું, શિલાગુનિ સહુસનો સંઘહો. મા૦ ૮
લાલણ નેમિ વિનેમી વિદ્યાધરા, બહુ કોડી વરતિનો મથ હો;
લાલણએણે તિરથે ભવ નિસ્તરે, એતો પામ્યા શિવપુર રાજ હો.મા.૯
લાલણ એકાણું લાખ તે મુનિવરા, ગયા નારદ સાથે સિદ્ધ હો;
લાલણ રામ ભરત ત્રણક્રોડશું, એતો પામ્યા અવિચળ રિદ્ધ હો. મા.૧૦
લાલણ એણે ગઢ જીનજી સમોસર્યા, એતો પૂર્વ નવાણું વાર હો;
લાલણ સિદ્ધાને વળી સીદ્ધશે, એનો કેહેતાં ન આવે પાર હો.મા.૧૧
લાલણ સાડીઆડક્રોડ સાધુ શું, એતો પામ્યા શામ પ્રદ્યુમ્ન હો;
લાલણ શામ પ્રદ્યુમ્ન દોય ચેલાણા, એતો જિમ જાશે પરસંસહો.
મારૂં૦ ૧૨
લાલણ જે ફરસે સિદ્ધાચળે, તેનો જન્મ સફળ સવિ હોશે હો;
લાલણ ભાવવિજય કવિરાજનો, તીહાં સિદ્ધીવિજય સુખવાસ હો;
મારૂં૦ ૧૩

# શ્રી શત્રુંજય ગિરિરાજ વિજ્ઞપ્તિ.

સુણ જીનવર શેત્રુંજા ધણીજી, દાસ તણી અરદાસ;
તુજ આગળ બાળક પરેજી, હુંતો કરૂં વિશ્વાસરે.

જીનજી મુજ પાપીનેરે તાર. એ ટેક.

તુંતો કરૂણારસ ભર્યોજી, તું સહુનો હિતકારરે, જીનજી મુજ૦
હું અવગુણનો ઓરડોજી, ગુણ તો નહીં લવલેશ;
પરગુણ પેખી ના શકુંજી, કેમ સંસાર તરેશરે, જીનજી૦
જીવતણા મેં વધ કર્યાજી, બોલ્યો મરખારે વાદ;
કપટ કરી પરધન હર્યાંજી, સેવ્યા વિષય સંવાદરે. જીનજી૦
હું લંપટ હું લાલચીજી, કર્મ કર્યાં કોઇ કોડ;
ત્રણ ભુવનમાં કો નહીંજી, જે આવે મુજ જોડરે. જીનજી૦
છીદ્ર પરાયા અહુનીશેજી, જોતો રહુ જગનાથ;
કુગતિ તણી કરણી કરીજી, જોડ્યો તેહશું સાથરે. જીનજી૦
કુમતી કુટીલ કદાગ્રહીજી, વાંકી ગતી મતી મુજ;
વાંકી કરણી માહરીજી, શી સંભળાવું તુજરે. જીનજી૦
પુન્ય વિના મુજ પ્રાણીઓજી, જાણે મેલુરિ; આથ;
ઉંચા તરૂવર મોરીયાજી, ત્યાંહી પ્રસારે હાથરે. જીનજી૦
વીણ ખાધા વીણ ભોગવ્યાજી, ફોગટ કર્મ બંધાય;
આરતધ્યાનં મટે નહીંજી, કીજે કવણ ઉપાયરે. જીનજી૦
કાજળથી પણ શામળાજી, મારા મન પરિણામ;
સ્વપ્નામાં પણ તાહરૂંજી, સંભારૂં નહીં નામરે. જીનજી૦
મુગ્ધલોક ઠગવા ભણીજી, કરૂં અનેક પ્રપંચ;

કુડ કપટ હું કેળવીજી, પાપ તણો કરૂં સંચરે. જીન૦
મન ચંચળ ના રહે ઠીમેજી, રાચે રમણીરે રૂપ;
કામ વીટંબન શી કહુંજી, પડીશ હું દુરગતિ કુપરે. જીન૦
કીયા કહું ગુણ માહરાજી, કીયા કહું અપવાદ;
જીમ જીમ સંભારૂં હિયેજી, તેમ તેમ વાધે વિખવાદરે. જીન૦
ગીરૂઆ તે નવી લેખવેજી, નિગુણ સેવકરે વાત;
નીચતણે પણ મંદીરેજી, ચંદ્ર ન ટાળે જ્યોતરે. જીન૦
નીગુણો હું પણ તાહરોજી, નામ ધરાવું રે દાસ;
કૃપા કરી સંભારજ્યોજી, પુરજો મુજ મન આશરે. જીન૦
પાપી જાણી મુજ ભણીજી, મત મુકો વિસાર;
વિષ હળાહળ આદર્યોજી, ઇશ્વર ન તજે તાસરે. જીન૦
ઉત્તમ ગુણકારી હુએજી, સ્વારથ વિના સુજાણ;
કરસણ સીંચે શરભરેજી, મેઘ ન માગે દાણરે. જીન૦
તું ઉપગારી ગુણ નીલોજી, તું શેવક પ્રતીપાળ;
તું સમરથ સુખ પુરવાજી, કર માહરી સંભાળરે. જીન૦
તુજને શું કહીએ ઘણુંજી, તું સો વાતેરે જાણ;
મુજને થાજો સાહીબારે, ભવોભવ તાહરી આણરે. જીન૦
નાભીરાયા કુળ ચંદલોજી, શ્રી મારૂદેવાનો નંદ;
કહે જીનહર્ષ નિવાહજ્યોજી, દેજો પરમાનંદરે. જીન૦

---

## અથશ્રી મંધરસ્વામીજીનું સ્તવન.

સાહેબા અજીત જિણંદ જુહારીએ.—એ દેશી.

સાહિબ શ્રી સીમંધર સાહિબા, સાહિબ તુમ પ્રભુ દેવાધિદેવ;

સન્મુખ જુવોને મારા સાહિબા, સાહિબ મન શુદ્ધ કરૂં શેવા;
એકવાર મળોને મારા સાહિબા, એ આંકણી. (૧)
સાહિબ સુખ દુઃખ વાતો મારે અતિ ઘણી; સાહિબ કોણ આ-
ગળ કહું નાથ;
સાહિબ કેવળજ્ઞાની પ્રભુ જો મળે, સાહિબ તો થાશું હું રે સનાથ.
એક૦ ૨
સાહિબભરતક્ષેત્રમાં હું અવતર્યો,સાહિબ ઓછું જે એટલું પુન્ય;
સાહિબ જ્ઞાનીનો વિરહ પડ્યો આકરો, સાહિબજ્ઞાન રહ્યા અતિ
ન્યુન. એક૦ ૩
સાહિબ દશ દ્રષ્ટાંતે દોહિલો, સાહિબ ઉત્તમ કુળ સોભાગ;
સાહિબ પામ્યો પણ હારી ગયો, જેમ રત્ને ઉડાડ્યો કાગ. એક૦૪
સાહિબ ખટરસ ભોજન બહુ કર્યાં, સાહિબ તૃપ્તી ન પામ્યો.લગાર;
સાહિબ હુરે અનાદિ ભૂલમાં, સાહિબ રઝળ્યો ઘણો સંસાર.એ.પ
સાહિબ સજ્જન કુટુંબ મેલ્યાં ઘણાં, સાહિબ તેને દુઃખે
દુઃખી થાય;
સાહિબ જીવ એકને કર્મ જુજવાં, સાહિબ તેહથી દુરગતિ
જાય. એ. ૬
સાહિબધન્ય મેળવવા હું ધમમસ્યો, સાહિબ તૃષ્ણાનો નાવ્યોપાર;
સાહિબ લોભે લટપટ બહુ કરી, ન જોયો પુણ્યને પાપ
વ્યાપાર. એક૦ ૭
સાહિબ જેમ શુદ્ધા શુદ્ધ વસ્તુ છે, સાહિબ રવિ કરે તેહ પ્રકાશ;
સાહિબ તેમરે જ્ઞાની મળે થકે, તેતો આપે સમકિત વાશ. એ.૮
સાહિબ મેઘ વરસે છે વાડમાં, સાહિબ વરસે છે ગામો ગામ;

સાહિબ ઠામ કુઠામ જુએ નહીં; સાહિબ એવાં મોટાનાં કામ. એ. ૯
સાહિબ હું વસ્યો ભરતને છેડલે, સાહિબ તુમે વસ્યા મહાવિદેહમોઝાર;
સાહિબ દુર રહી કરૂં વંદના, મને ભવસમુદ્ર ઉતારોપાર. એ૦ ૧૦
સાહિબ તુમ પાસે દેવ ઘણા વસે, એક મોકલો જો મહારાજ;
સાહિબમુખનો સંદેશો સાંભળો, તોસ્હેજ સરે મુજ કાજ. એ૦૧૧
સાહિબ હું તુમારા પગની મોજડી, સાહિબ હું તુમારા દાસનોદાસ;
સાહિબ જ્ઞાનવિમળસુરિ એમ ભણે, મને રાખો તુંમારી
પાસ. એ૦ ૧૨

## શ્રી ધર્મનાથ સ્વામીજીનું સ્તવન.

હાંરે મારે આસો માસે શરદ પુનમની રાતજો.—એ રાગ.

હાંરે મારે ધર્મ ધુરંધર ધર્મનાથ મહારાજ જો,
વારેરે ભવ ભય ઉદ્ધારે જિનપતિરે લોલ;
હાંરે મારે મોહ નિવારક તારક ભવોદધિ ઝાઝ જો,
નાય કરે ત્રિભોવનના દાયક શુભમતિરે લોલ. ૧
હાંરે મારે ભાનુનંદન પાપ નિકંદન દેવ જો,
રાયારે રત્નપુરીના જાયા સુવ્રતારે લોલ;
હાંરે મારે લંછન વજ્ર સુકંચનવરણો દેહ જો,
ધેનુરે સુર પારસમણિ પ્રભુ સુરલતારે લોલ. ૨
હાંરે મારે ભવરણ તાપ તપીત જનને વિશ્રામ જો,
શીતળરે સુરતરૂની છાંયા નવી નમેરે લોલ;
હાંરે મારે મન ઈચ્છીત વંછીત ફળ દે જિન નામ જો,
આધીરે ભય રોગ શોગ વ્યાધી સમેરે લોલ. ૩
હાંરે મારે સમરથ સાહિબ તું જગમાં જિનરાજ જો,

રક્ષણુરે શરણાગતનું કરી તારજ્યોરે લોલ;
હાંરે મારે મોહસુભટની ખટપટ ચાલે આજ જો,
ચાર ચોર બે વૈરીનો ભય વારજ્યોરે લોલ. ૪
હાંરે મારે આઠ ધુતારા મારા કરે કુકાજ જો,
કરતારે અતિ વીધન કાઠીયા ધર્મમાંરે લોલ;
હાંરે મારે અધમ ઉધારણ તારણ હાથે લાજ જો,
ભુલ્યોરે હું વિષય અંધમતિ ભર્મમાંરે લોલ. ૫
હાંરે મારે દોષો મારા જોશો નહિ જગ તાત જો,
અરજીરે પ્રતિપાળ બાળની ધારજ્યોરે લોલ;
હાંરે મારે પદકજ મન મધુકર સેવે દિન રાત જો,
સેવક સાંકળચંદ કહે પ્રભુ તારજ્યોરે લોલ. ૬

## જૈનશાળામાં ગવાતાં સ્તવનો.

(રાગ કલ્યાણ)

આણંદ આણંદ આણંદ, આ૦
જૈનશાળામાં આજે ઘણો થયો આણંદ—
જૈનધર્મી સૌ સાથ મળીને, આવ્યા શાળા મોઝાર;
દેવગુરૂના પસાયથી, કાંઇ વર્ત્યો જયજયકાર—આ૦ ૨
વિદ્યારથી વિદ્યાશાળામાં, ભણી થયા હોંશીયાર;
તેની પરીક્ષા લેવા માટે, સભા મળી છે સાર—આ૦ ૩
જામનગરના શેઠ સોભાગી, હરખ ધરો અપાર;
બાળક ભદ્રક ભાવે ભણાવો, વખત મલ્યો આ વાર—આ૦ ૪
અજર અમર પદ અચળ અખંડિત, જૈનધર્મ છે સાર;
આળ પંપાળ ને ખટપટ છાંડી, ઝટપટ કરો ઉપગાર. આ૦ ૫

સિદ્ધ સરૂપી સાહેબ સાચો, સોળમા શાંતિનાથ;
તેહની કીજે તન મન ધનથી, સેવા સૌ મળી સાથ—આ૦ ૬
લીલા લેહેર ને સુખ બહુ થાશે, લક્ષ્મી હોય ભરપૂર;
સરળ સ્વભાવે દેવ દર્શનથી, સંકટ જાયે દૂર— આ૦ ૭
જામનગર જૈન લઘુ સભાને, ઉમંગ રંગ અપાર;
સિદ્ધિ સદા સુખ આનંદકારી, બોલો જય જયકાર—આ૦ ૮

**આવ્યો મનમંદિરમાં દીવો મારા ભાગ્યમાં (એ રાગ)**

શાંતિનાથ પસાયે શાંતિ થઇ શેહેરમાં,
સંઘે શાંતિસ્નાત્ર કીધું બહુ લેહેરમાં;
જામનગરમાં સંઘ મળીને કીધો રૂડો વિચાર,
અઠ્ઠાઇ મહોત્સવ કરવા કાજે વસ્તુ મગાવી સાર—શા૦ ૧
ગુરૂગમ લઇને પૂજા ભણાવી ત્યાં બહુ કીધો ઠાઠ;
સિદ્ધચક્રના ગુણ ગાવતાં છુટે કર્મ તે આઠ—શા૦ ૨
રાજનગરના શેઠ છોટાલાલ આવ્યા નગર મોઝાર;
બહુ ઉછરંગે સ્નાત્ર ભણાવી જસ લીધો આ વાર—શાં૦ ૩
દેહેરા આગળ બાહાર ચોકમાં કીધો તંબુ ઉદાર;
ત્યાં બહુ નાટારંભ થયો ને વર્ત્યો જય જયકાર—શા૦૪
આંગી પૂજા અષ્ટ પ્રકારી નિત્ય નવરંગે થાય;
જળ ચંદન પુલ ધુપ સુગંધી નાટક ગીત ગવાય—શાં૦૫
ચોફેર દેરાં ધજા ગગનમાં ફરકે ફરફર વાય;
મેરૂ સરિખાં દેહેરાં જોઈને સહુ જન ખુશી થાય—શાં૦૬
વરઘોડામાં સાંબેલા બહુ દીપે ઝાક ઝમાળ;
ચૈતર સુદ પુનમને દિવસે જોવાનો બહુ બાહાર—શાં૦ ૭

સંવત ઓગણી અઠ્ઠાવનમાં આંબેલ ઓળી થાય;
મેલાભાઇ તે લાગ જોઇને મોચ્છવ કરી હરખાય—શાં૦ ૮
રોગ સોગ સંકટ સમકાપે તાવની પીડા જાય;
પંચમ કાળે દુકાળ ફીટીને સુકાળ સુખ સોહાય— શાં૦૯
સિદ્ધિ સદા સુખ આનંદકારી ભવિજનને હિતકાર;
જયજય મંગળ જામનગરમાં સુખ થયું અપરંમપાર–શાં૦૧૦
જામનગરની જૈનશાળામાં નિત્ય ગીત ગાયન થાય;
લઘુ સભા પ્રભુ ગુણ ગાઇને સુખ મટકે મકલાય–શાં૦ ૧૧

---

## લાવણી.

સુણો જામનગરના શેઠ ઉમંગી થાઓ,
જીનરાજને પૂજી ઉંચ ગતિમાં જાઓ— ૧
પરમારથ કરીને પુણ્ય પાળ તુમેં બાંધો;
પછી મોક્ષ જવામાં નથી રહ્યો કાંઇ વાંધો— ૨
ઉછરંગે રૂડા બાળકોને ભણાવો;
વિદ્યાશાળામાં પ્રભાવના વરતાવો— ૩
જૈન ધર્મની જયજયકાર થાય તેમ કરજો,
પરભવજાવાને પુણ્યની પોથી ભરજો— ૪
જિનવર ગુણ ગાવા ધ્યાન હૃદયમાં ધરજો;
સરધા સંવેગે સિદ્ધિવધૂને વરજો— ૫
શાંતિનાથ પ્રભુની સેવાથી સુખ થાએ;
લઘુ સભા સુસંગે નૃત્ય કરી હરખાએ—સુણો૦ ૬

---

## ચાલો ચાલો સિદ્ધાચળ જઇએરે ( એ રાગ. )

જૈનશાળાએ ભણવા જઇએરે,
દર્શન કરી જિનરાજનાં, જૈન૦ ૧
દેવગુરૂનો વિનય કરી, જ્ઞાન હૃદયમાં ધરીએરે—દરિ૦જૈન૦૨
સરળ સ્વભાવે ચોખે ચિત્ત, મંત્ર નવકાર તે ભણીએરે—
દરિ૦ જૈન૦ ૩
જૈનશાળામાં જૈનધર્મની, કથા રૂડી બહુ સુણીએરે—દરિ૦જૈન૦૪
પુણ્ય ઉદયથી વિદ્યા ભણીને, સમકિત શુદ્ધ આદરિએરે—
દરિ૦ જૈન૦ ૫
સિદ્ધિવિજય કહે શુદ્ધ ભાવથી, પ્રભુજીની પૂજા કરીએરે—
દરિ૦ જૈન૦ ૬
દાન શિયળ તપ ભાવના ભાવી, લઘુ સભા ખુશી થાએરે—
દરિ૦ જૈન૦ ૭

---

## ( રાગ કલ્યાણ )-અથવા

### શ્રી શ્રી શાંતિનાથ, જોડું હું બે હાથ ( એ રાગ. )

રૂડા બાળકો તમો, જિનરાજને નમો;
પ્રભાતે ગીત જ્ઞાન, એક તાનમાં રમો— ૧
મંગળીક વાજાં વાગે વેગે દાદાને દરબાર;
સહુ છોકરા ઉમંગ રંગથી, ગાઓ ગીત રસાળ—રૂડા૦ ૨
સિદ્ધ સરૂપી સાહિબ સાચો, પ્રથમ તીર્થંકર દેવ;
તેહની કીજે ધન તન મનથી, સદા સુસંગે સેવ—રૂડા૦ ૩
જામનગર જૈનશાળા માંહિ, સૌ ઉછરંગે જાય;
ધર્મ ધ્યાન કરી લઘુ સભા, તે હરખે જિનગુણ ગાય—રૂડા૦ ૪

## આજ આ સમાજ સહુ સ્તવન ભણો જિનતણા (એ રાગ)

આજ આ સભા મળી છે જૈન બાળકો તણી;
જ્ઞાન ધ્યાનતાન રંગ રાગ કરવા ભણી—આજ૦ ૧
જૈનશાળામાં આવીને ચાલ ચાલવી રૂડી;
ભક્તિ શક્તિ ભાવ આણી વિદ્યા ભણવી ખરી—આજ૦ ૨
બાળ ખ્યાલ રમત છાંડી ગમત જ્ઞાનથી કરી;
શાંતિ મૂરત જોઇ હસો મોહફંદથી ડરી—આજ૦ ૩
મૃદંગ તાલ ગુણ વિશાળ રણભણે બહુ ઘુઘરી;
છોકરા છણકાર કરી નાચતા ફરી ફરી—આજ૦ ૪
આજનો દિવસ રૂડો આ ઘડી રળિઆમણી;
સિદ્ધિ સુખ પાંમવાને જય બોલો જિનરાજની—આજ૦ ૫
ધર્મ ધ્યાનથી કલ્યાણ મુક્તિ થાય છે ભલી;
દુષ્ટ કર્મ દૂર જાય ન આવે ફરી વળી—આજ૦

---

### (રાગ ક્ષત્રીકલંકનો)

જુઓ સભા મળી છે આજ, સહુને આનંદ થયોરે;
બાળકોની પરીક્ષા કાજ, સહુ૦ ૧
આવા દુકાળમાં થયો સુકાળ; સહુ૦
જૈનધર્મથી જાયે જંજાળ. સહુ૦ ૨
જૈનશાળાએ ભણવા જાય; સહુ૦
છોકરાઓ ભણી ખુશી થાય. સહુ૦ ૩
માતા પિતાને હરખ ન માય; સહુ૦
પ્રભુ પાસ તણા ગુણ ગાય. સહુ૦ ૪

જ્ઞાન ધ્યાનથી સિદ્ધિ સુખ થાય; સહુ૦
જિનરાજની બોલો જયજયકાર. સહુ૦ ૫

---

**ટોપીવાળે જાન હો ગઇ ખુરબાન તેરી સુરતપર (એ રાગ)**

ભાભા પારસનાથ ભાભા પારસનાથ, જામનગરમાં આવી
આપ વસીયા છો.
આંગી પૂજા નિત્ય નવીને, રચના થાયે ભારી;
સુંદર મૂરત શ્યામ વરણુની, સૂરતની બલિહારી-ભાભા૦ ૧
જળ ચંદન ફુલ ધુપ સુગંધિ, દીપક પૂજા સારી;
અક્ષત નૈવેદ ફળને છાપી, વરખ રૂપાનાં ભારી-ભાભા૦ ૨
અષ્ટપ્રકારી પૂજા કરીને, આરતી મંગળ દીવો;
નાટક પ્રભુ આગળ કરીને, રાજી થાય બહુ જીવો-ભાભા૦ ૩
રાવણુરાજા નૃત્ય કરીને, તીર્થંકર પદ પાયો;
હું પણુ ભવભવ ભમતાં સ્વામી, પ્રભુ ચરણે વળી આયો-ભાભા૦ ૪
મારા જેવો દીન નહી ને, તુજ સરિખો નહી સ્વામી;
જુગતું જોડું મળીયું તેમાં, નથી રહી કાંઇ ખામી-ભાભા૦ ૫
સિદ્ધ સ્વરૂપી સાહેબ સાચો, તેવીસમો જિનરાજ;
નીતિવિજયનો બાળક બોલે, તું છે ગરીબ નિવાજ.-ભાભા૦ ૬

---

## દિવાળીનું શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

**શું નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો. એ રાગ.**

મારે દિવાળીનો દીન સફળ આજે થયો;
આજે થયો સફળ આજે થયો. મારે૦

### સાખી

મુગતે ગયા મહાવીરજી, ગૌતમ કેવળજ્ઞાન;
જુહાર વિનયથી સહુ કરે, મૂકી માન ગુમાન.

### રાસડો.

જજા જિનધર્મ આજ, ભાવે કરીએ રે;
કાંઇ હુયા હરખ અપાર, દિલમાં ધરીએરે.
રરા ઋષભદેવ નામ, પ્રભુનું સાચું રે;
એમ જુગતે થયો જુહાર, દિલમાં રાચુંરે.
મારે દિવાળીનો દીન સફળ આજે થયો;

### સાખી.

જ્ઞાન બાણુ ભરી સજ થઇ, તપ તલવાર લેઇ હાથ;
મોહ સુભટ હણવા ભણી, નામ જપો શાંતિનાથ.

### રાસડો.

દાનશિયળ તપ ભાવના ભવિ ભાવો રે,
કાંઇ ક્ષમા કોમળતા સાર દિલમાં લાવો રે;
સરળ સ્વભાવે સાર સમકીત ધરીએ રે,
કાંઇ લોભને છાંડી દૂર તપસ્યા કરીએં રે;
મારે દિવાળીનો દીન સફળ આજે થયો.

### સાખી.

સિદ્ધિ સદા સુખ પામવા, ઉદ્યમ કરો અપાર;
જામનગર જૈનશાળામાં, વરત્યો જયજયકાર. ૧

### રાસડો.

સજ્જન મળી સઉ સાથ આપણે જઇએ રે,

ક્યાંઇ જિનમંદિર દરબાર દરીસન કરીએ રે;
ત્યાં બેઠા શ્રી વર્ધમાન સ્વામી સાચારે,
તેનાં સ્તવન કરો ગુણગ્રામ ચતુર શુભ વાચારે;
મારે દિવાળીનો દીન સફળ આજે થયો.

# અથ ચોવીસી પ્રારંભ.

## (૧) શ્રી ઋષભજિન સ્તવનમ્- ( રાગ કેરબો. )

પ્યારા જિનંદા મેં લાગું તોરે પાય,
લાગું તોરે પાયરે મેં લાગું તોરે પાય—પ્યારા૦ ૧
નાભિ રાજા મરૂદેવીકે નંદા;
જુગલા ધર્મ નિવારન આય-પ્યારા૦ ૨
લંછન વૃષભનું દીપે અનોપમ;
સોના વરણી સુંદર કાય-પ્યારા૦ ૩
કેવળ પામી માતાને દીધું;
સિદ્ધિ સદાનંદમેં ખુશી થાય-પ્યારા૦ ૪
જામનગર લઘુ જૈન સભા તે;
નિત્ય નિત્ય હરખે જિનગુણ ગાય-પ્યારા૦ ૫

## (૨) શ્રી અજિતજિન સ્તવનમ્-( રાગ કેરબો. )

મોરે મન વસીયા અજિત જિનંદ;

અજિત જિનંદ પ્રભુ અજિત જિનંદ—મોરે૦ ૧
ક્ષમા ભંડારી કૃપાવતારી;
દરિસન જ્ઞાનમાં સદા આનંદ—મોરે૦ ૨
મૂરતિ મોહનગારી અનોપમ;
અવિકારી પ્રભુ સદા મગન—મોરે૦ ૩
સિદ્ધિ સદા સુખ આનંદકારી;
મુનિજનને બહુ લાગે પ્રસન્ન—મોરે૦ ૪
જામનગર લઘુ જૈનસભાને;
જિનગુણ ગાવા લાગી લગન—મોરે૦ ૫

## (૩) શ્રી સંભવજિન સ્તવનમ્—( રાગ કેરબો. )

સંભવજીન લાગે પ્યારારે, સંભવ૦
અવિનાશી અકલંક સ્વરૂપી; દીસે છે અવિકારારે—સંભવ૦ ૧
ક્રોધ માન માયા નહી જેહને; નિરલોભી પ્રભુ સારારે-સંભવ૦ ૨
એક પ્રદેશમાં ગુણ અનંતા; કેહેતા ન આવે પારારે-સંભવ૦ ૩
સિદ્ધિ સદા છે આનંદકારી; ભવિજનકું હિતકારારે-સંભવ૦ ૪
જામનગર લઘુ જૈન સભાને; જૈન ધરમ આધારારે-સંભવ૦ ૫

## (૪) શ્રી અભિનંદનજિન સ્તવનમ્—(રાગ દાદરો)

અભિનંદનકું નિત વંદોરે,—અભિનંદનકું૦
કેસર ચંદન ફુલ સુગંધિ; મોઘરો છે સુખ કંદોરે—અ૦ ૧
પાય પડી પ્રભુ આગેં માગો, સિદ્ધિને થાય આનંદોરે-અ૦ ૨
જામનગર લઘુ જૈન સભા સહુ; પૂજે ચરણ જિનંદોરે-અ૦ ૩

## (૫) શ્રી સુમતિજિન સ્તવમ્.

**ચલ ચેતન અબ ઉઠકર અપને જિનમંદિર જાઇએ.**

(એ રાગ લાવણી)

જગત ગુરૂ સુમતિનાથ સાચોરે, જગત૦
વ્યસન સાત સબ દુર કરીને, એ જીનને જાચો—
ચતુર નર ચોરી પરહરવીરે, ચતુરનર૦
માંસ મદિરા જુગાર હિંસા, કદીએ નવી કરવી;
તજો પરનારી મેરી જાન, તજો પર૦
વેશ્યાથી થાય ખુવારી,
કુમત તજી જિન પૂજી રાચોરે, કુમત૦ વ્યસન૦ ૧
રાવણ પરનારીથી લલચાયોરે, રાવણ૦
મહા દુઃખની ખાણ નરકમાં ખુબ લપટાયો;
દાન શીયળ ધરજો મેરી જાન, ભાવે રૂડો તપ કરજો;
સુમત ધરી પ્રભુ આગળ નાચોરે, સુમત૦ વ્યસન૦ ૨
નગરમાં જૈનશાળા સારીરે, નગરમાં૦
લઘુ સભા ખુશી જૈનપૂજાથી સદાનંદકારી;
જ્ઞાન ધ્યાન કરવું, મેરી જાન જ્ઞાન ધ્યાન૦
મોહરાયની સાથે લડવું,
સિદ્ધિ સુખ વરવા ભવિ માચોરે, સિદ્ધિ૦ સુખ૦ ૩

---

## (૬) પદ્મપ્રભજિન સ્તવનમ્

(રાગ કેરબો.)

પ્યારો લાગે પદમ પ્રભુ મુજ મનને;
મુજ મનને પ્રભુ મુજ દિલને; પ્યારો૦

કેસર ચંદન ચરચું અંગે,
પુષ્પ ચડાવું પ્રભુ ચરણે. પ્યારો૦ ૧
અષ્ટપ્રકારી પૂજા રચીને;
આતમરામ તું જિન ભજને. પ્યારો૦ ૨
સિદ્ધિ સદા સુખ આનંદકારી;
તપ જપથી હોય મુનિજનને. પ્યારો૦ ૩
જામનગર લઘુ જૈન સભા તે;
અભિનવ ગાયે જિનગુણને. પ્યારો૦ ૪

---

## (૭) સુપાર્શ્વજિન સ્તવનમ્

**મુનિસુવ્રત મહારાજ, સુનો શ્રી મુનિસુવ્રત મહારાજ (એરાગ)**

સુપાર્શ્વપ્રભુ મહારાજ, સુનો સુપાર્શ્વપ્રભુ મહારાજ;
સફળ થયો દિન ભાગ્ય હમારો, દરિસન દીઠું આજ.
મૂરતિ મોહનગાર પ્રભુની—મૂરતિ૦
આંગી અનોપમ હીરા ચળકે, પુષ્પ સુગંધિ સાર૦ સુપાર્શ્વ. ૧
શાંત સુધારસ સાર, પ્રભુની૦
મુખમુદ્રા સમ દૃષ્ટિ અનોપમ, દીસે છે અવિકાર. સુપાર્શ્વ૦ ૨
મુજ પાપીને તાર, પ્રભુજી૦
ભવ ભવ ભટકી શરણે આવ્યો, ભવજળ પાર ઉતાર. સુપાર્શ્વ૦ ૩
સિદ્ધિ સદા સુખકાર, પ્રભુજી૦
લઘુ સભા સહુ ભાવ ધરીને, બોલો જયજયકાર. સુપાર્શ્વ૦ ૪

## (૮) શ્રી ચંદ્રપ્રભજિન સ્તવનમ્.

### છોડ ચલા બનજારા (એ રાગ)

શ્રી ચંદ્રપ્રભુ જિનરાયા, લાગે છે સહુને પ્યારા;
પ્રભુ ચંદ્રપુરીમાં જન્મ્યા, સહુ જીવોના મનમાં ગમ્યા;
જગ જનને આનંદકારા—લાગે છે૦ શ્રી ચંદ્ર૦ ૧
મહસેન પિતા કુળ સોહે, રાણી લક્ષમણા મન મોહે;
ભગવંત સદા સુખકારા, લાગે છે૦ શ્રી ચંદ્ર૦ ૨
દોઢસો ધનુષ્યની કાયા, શ્વેત વર્ણ પ્રભુ સોહાયા;
એના દરસન શુદ્ધ શ્રેયકારા, લાગે છે૦ શ્રી ચંદ્ર૦ ૩
દસલાખ પૂર્વનું આયુ, ભવિયોના મનમાં ભાવ્યું રે;
પ્રભુ શુદ્ધ નિરંજન સારા, લાગે છે સહુને પ્યારા.શ્રી ચંદ્ર૦ ૪
એમ શેવક મન ઉલસાયો, તો હર્ષે જિન ગુણ ગાયો રે;
સીધીનાં સુખ શ્રેયકારાં, લાગે છે સહુને પ્યારાં. શ્રી ચંદ્ર૦ ૫

---

### રાણી વિકટોરિયાનો બાગ, તેને જોવાનો છે લાગ (એ રાગ)

સુનો સુવિધિ જિણંદ, ચિદાનંદ ભગવંત,
દુર કરો મોહ ફંદ મુજ સ્વામિ છો;
તુજ ગુણ છે અનંત કૃપાકારી દયાવંત,
મુજ ટાળો દુઃખ દંદ શિવગામી છો. સુનો. ૧
પૂજા કરૂં કેસર પુલ ચંદન કસ્તુરી બહુ મૂલ,
સોહે સુગંધિ ભરપૂર તુમે ત્યાગી છો;
મૂર્તિ રત્નની છે સાર શાંતિનાથને દરબાર,
બેઠા ગોખલા મોઝાર વૈરાગી છો. સુનો૦ ૨

સિદ્ધિ સુખના દાતાર લઘુ સભાને આધાર,
આપો ભક્તિ ઉદાર શોભાકારી છો;
જૈનશાળા શોભે સારીં જામનગર મોઝારી,
જિનરાજની બલિહારી જયકારી છો. સુનો૦ ૩

## (૧૦) શ્રી શિતળનાથજિન સ્તનમ્.

**જગત આ શુન્ય થયું મારૂં રે. (એ રાગ)**

જગતમાં કોઇ નથી મારૂં રે, જગતમાં૦
શિતળનાથ પ્રભુ નામ વિના સહુ લાગેછે ખારૂં. જગતમાં૦ ૧
સફળ એક દરિસન વિભુ તારૂં રે. સફળ૦
સદાનંદ શુદ્ધ આત્મસ્વભાવે લાગે છે પ્યારૂં. જગતમાં૦ ૨
સુમત જોઇ મન ઉલસ્યું મારૂં રે; સુમેત૦
શિતળનાથ પ્રભુ નામ વિના સહુ લાગેછે ખારૂં. જગતમાં૦ ૩
નગરમાં જૈનશાળા સારી રે, નગરમાં૦
સિદ્ધિ સદા સુખ વરવા કાજે, જ્ઞાનગમત ભારી. જગતમાં૦ ૪
સભા લઘુ સ્તવન રચે સારૂં રે. સભા લઘુ૦
શિતળનાથ પ્રભુ નામ વિના સહુ લાગેછે ખારૂં. જગતમાં૦ ૫

## (૧૧) શ્રી શ્રેયાંસનાથજિન સ્તવનમ્.

**(રાગ હોરીનો)**

હોરી આજ ખેલન જઇએ જિનપૂજન કાજે,

શ્રી શ્રેયાંસ એકાદશ જિનને નમન કરો બહુ ભાવે;
જ્ઞાન કળસ જળ ભરી નવરાવો તો,
આતમ નિરમળ થાવે, અનાદિનાં કર્મ તે જાવે. જિન૦ ૧
સમતા જળની ભરી પિચકારી,
છાંટો હૃદય સુખકારી;
ક્ષમા ચંદન પ્રભુજીને ચઢાવો તો,
પુષ્પ સુભાવ વિચારિ, ધૂપ સુમતાનંદકારી. જિન૦ ૨
દીપક અનુભવ અક્ષત સમકીતનો,
સાથીઓ કરો શુદ્ધ સારો;
નૈવેદ્ય નિરિચ્છા થાળ ભરીને,
સફળ કરો જનમારો, કુમતિને દૂર નિવારો-જિન૦ ૩
સિદ્ધિ સદા સુખ આનંદકારી,
લહો ભવિ ભવ વારી;
લઘુ સભા શુદ્ધ ભાવ ધરીને,
પૂજો પ્રભુ નર નારી, રચો આંગી મોક્ષની કયારી-જિન૦ ૪

---

## (૧૨) શ્રી વાસુપુજ્યજિન સ્તવનમ્.

### ( રાગ હોરી. )

વાસુપૂજ્ય દરબારે ચાલો ખેલીએ હોરી;
જ્ઞાન કળસ ભરી નમણુ કરીને, ચંદન ચિત્ત ઉલાસરે. ચાલો.૧
ક્ષમા રકાબી દયા કટોરી, કેસર કોમળતા સાર રે. ચાલો. ૨

ફુલ પચરંગી પંચ મહાવ્રત, સુમતિ સુગંધ અપારરે. ચા. ૩
ધુપ ઘટા શુંભ ભાવ ધરીને, અનુભવ દીપ અવિકાર રે. ચા. ૪
અક્ષત ક્ષાયક સમકીત સુંદર, સાથીઓ કરો શુદ્ધ સારરે. ચા. ૫
નિરિચ્છા થાળ નૈવેદ્ય ભરીને, જાચો પદ અનાહાર રે. ચા. ૬
સંજમ ફળ જિનવરની આણા, શિર ચઢાવો ઉદાર રે. ચા. ૭
સિદ્ધિ સદા શુદ્ધ ભાવ ધરીને, જિન ગુણ ગાને આ વારરે. ૮
જામનગર જૈનશાળા દીપંતી, લઘુ સભા સુખકાર રે. ચા. ૯

---

## (૧૩) વિમળનાથજિન સ્તવનમ્.

### ઇંદ્ર લોક હર્ષ ભયો (એ રાગ.)

વિમળનાથ, કરો સનાથ, વિમળ મતિ આપો;
સુગતિ સાથ; પકડો હાથ, કુમતિ કુડી કાપો.-વિમળ૦ ૧
ક્ષમા ભંડાર; કૃપાવતાર, સિદ્ધિનાં સુખ વાપો;
જ્ઞાનદાતાર, ઉતારો પાર, લઘુ સભા સુથાપો-વિમળ૦ ૨
વિદ્યાશાળામાં પુણ્ય પ્રભાવે, ધર્મનો થાય વધારો;
જય જય મંગળ ગીત ગવાય, સદા થાય સુધારો-વિમળ૦ ૩
સિદ્ધિ સદાનંદ શુદ્ધ પ્રણામે, થાય તેમાં નહી વાંધો;
લઘુ સભા જિન ગુણ ગાઇને, પુણ્યની પાળ તે બાંધો. વિ૦ ૪

---

## (૧૪) શ્રી અનંતનાથજિન સ્તવનમ્.

### છોકરા ઠરમાં તું દિલ સાથ (એ રાગ.)

આવ્યો તમારી પાસ પાસ, અનંત જિન આવ્યો તમારી પાસ;
આપો શિવસુખ વાસ— અનંત૦ ૧

જ્ઞાન અનંતુ નાથ તમારૂં, દરસનથી મન ખુશ હમારૂં;
મુખ પુનમના ચંદ્રથી સારૂં, ક્ષમાદિ તારા ગુણ સંભારૂં;
આત્મસ્વરૂપી દીસો છો વારૂ, આપો મુગતપુરી રાજ.
અનંત૦ ૨
પ્રભુજી મારા, આપો૦—
સરળ સ્વભાવી કૃપાવતારી, આવાગમન તેં પ્રભુ વારી.
ભવ ભય ભારી મોહને વારી, સદ્ધિ સદા સુખ આનંદકારી,
લઘુ સભાને છે શુભકારી, અચળ અનંત સુખ આપ;
અનંત૦ ૩
પ્રભુજી મારા, અચળ૦—

---

## (૧૫) શ્રી ધર્મનાથજિન સ્તવનમ્.

### પ્રિયુ સંગે, રસ રંગે (એ રાગ.)

ગુરૂ સંગે, રસ રંગે, રહીશું ભણીશું ગણીશું ઉછરંગે.
ભાત ભાતના જ્ઞાન ભણીને ધ્યાને, પ્રસંગે, ભણવાનો રસ-
રંગે—ગુરૂ૦ ૧
ભર જોબનનાં મંગળ મારે, ઇંદ્રી સમદૃષ્ટિ વશ કીધીરે-
ઉમંગે—ગુરૂ૦ ૨
ધર્મનાથના ધર્મ પસાયે, જય સિદ્ધિ, ગુણ ગાવે;
ગુરૂ૦ ૩
જિનરાજના ઉમંગે—
જામનગર લઘુ જૈનસભા તે, ખુશ થાવે, ગુણ ગાવે;
ગુરૂ૦ ૪
ભગવાનના શુભ ભાવે—

---

## (૧૬) શ્રી શાન્તિનાથજિન સ્તવનમ્.

### નમું જિનરાજકું વારે વારે (એ રાગ.)

નમું શાંતિનાથકું વારે વારે;
સમકિત સુખ આપ તું તારે તારે.
જ્ઞાનદાતાર છો સરળ પ્રભુ તું;
મોહફંદોસે છોડાવ તું તારે તારે— નમું૦ ૧

### સાખી.

ભવ ભવ ભટકી હું પ્રભુ, આવ્યો જિન દરબાર;
છોડાવો દુઃખ દંદથી, પાય પડું સો વાર.— નમું૦ ૨

### સાખી.

જામનગર જૈનશાળામાં, લઘુ સભા ખુશી થાય;
સિદ્ધિ સદા સુખ પામવા, જય જય મંગળ ગાય-નમું૦ ૩

---

## (૧૭) શ્રી કુંથુંનાથજિન સ્તવનમ્.

### આ તન રંગ પતંગસરિખો જાતાં વાર ન લાગેજી (એ રાગ).

કુંથુનાથ મુખ સુંદર જોઇને, મારૂં મન બહુ ઉલસે છે;
ભગતિ ભાવે પ્રભુની પૂજા, કરવા મુજ દિલ તરસે છે. ૧
કેસર ચંદન પુલ સુગંધિ, મોઘરો માલતી બેહેકે છે;
જાઇ જુઇ ગુલાબની માળા, કંઠે કુશુમની લેહેકે છે. ૨
મસ્તકે મુગટ કાને કુંડળ, હીરા માણેક ચળકે છે;

કુંડળ રત્નજડિત બહુ શોભે, આંગી અનોપમ ઝળકે છે. ૩
સિદ્ધિ સદા સુખ આનંદકારી, શુદ્ધ પ્રણામે થાએ છે;
જૈનશાળાની લઘુ સભા તે, હરખે જિનગુણ ગાએ છે. કુંથું૦ ૪

## (૧૮) શ્રી અરનાથજિન સ્તવનમ્.

( રાગ ઠુમરી. )

અરજિનસેં હમારી લગન લાગી;
લગન લગી મોરી લગન લગી.— અરજિન૦ ૧
કાયા સુંદર કંચન બરણી;
અંગીયાં બિચ બિચ રતન જડી— અરજિન૦ ૨
મસ્તકે મુગટ્ટ કાનોમેં કુંડળ;
ગળે મોતનકી માળા ઘની— અરજિન૦ ૩
સિદ્ધિ સદા સુખ આનંદકારી;
લઘુ સભા જિન ચરણે ઠરી— અરજિન૦ ૪

## (૧૯) મલ્લિનાથજિન સ્તવનમ્.

ગિરિવર દરિસન વિરલા પાવે ( રાગ પીલુ. )

લાગી લગની પ્રીત તુમારી, ક્ષમા બાણુ લાગ્યું અવિચારી;
શી સુંદરતા નેત્ર નિહાળું, મૂરતી દીસે મંગળકારી–લા૦ ૧
આંગી અનોધમ હીરા ચળકે, મસ્તક મુગટ દીપે ભારી;
બાંહે બાજુબંધ અનોપમ સોહે, ગલે મોતનકી માળા સારી–લા૦૨
છુમ છુમ છુમ છુમ ઘુઘરી વાજે, છનન છનન છનકારી વારી;

મલ્લિજિણંદની આગેં નાચે, ગીત ગાયન કરે થૈથૈકારી—લાગી૦ ૩
જામનગર જૈનશાળા બિરાજે, સિદ્ધિ સદા સુખ આનંદકારી;
લઘુસભા ખુશ જિન પૂજાથી, જયજય મંગળછે શુભકારી. લા૦૪

## (૨૦) શ્રી મુનિસુવ્રતજિન સ્તવનમ્.

**આ તન રંગ પતંગ સરિખો જાતાં વાર ન લાગેજી. (એ રાગ)**

મુનિસુવ્રત મહારાજ મનોહર, મૂરતિ લાગે છે પ્યારી;
મુખ પુનમકો ચંદ્ર બિરાજે, અખીયાં દિસે અવિકારી. ૧
શ્યામ વર્ણની સુંદર સુરત, શિતળ ગુણ શોભે સારી
સમવસરણ સિંહાસન બેશી, દેશના દીએ બહુ સુખકારી. ૨
સિદ્ધિ સદા સુખ આનંદકારી, લઘુ સભાને દીયો ભારી;
જામનગર જૈનશાળામાં સહુ, જિનગુણ ગાયે જયકારી. ૪

## (૨૧) શ્રી નમિનાથજિન સ્તવનમ્.

**પ્યારો લાગે મોહે (એ રાગ.)**

પ્યારી લાગે મોહે, વહાલી લાગે મોહે;
નમિ પ્રભુ છબિ ન્યારી, છબી ન્યારી છબી ન્યારી. પ્યારી–૧
સૈયાં તોરી અખીયાં અવિકારી, સંઘ સમુદાય જુહારી;
પ્રભુ મૂરતી, ખુબ સુરતિ, મનગમતી, બહુ જુગતિ;
છબી ન્યારી—પ્યારી૦ ૨

બની આંગી, મતિ જાગી, લય લાગી, વૈરાગી;
છબી ન્યારી—પ્યારી૦ ૩
કહે સિદ્ધિ, બહુ રિદ્ધિ પ્રભુ પામ્યા, દુઃખ વામ્યા;
છબી ન્યારી—પ્યારી૦ ૪
સભા ગાવે, લય લાવે, સુખ પાવે, દુઃખ જાવે;
છબી ન્યારી—પ્યારી ૫

## (૨૨) શ્રી નેમિનાથજિન સ્તવનમ્.

**આવ્યો મનનો માન્યો હીરો મારા હાથમાં (એ રાગ.)**

આવ્યો મન મંદિરમાં દીવો મારા ભાગ્યમાં,
નેમ જાદવકુળના દીઠા સહુ સાથમાં;
તોરણ આઇ ચલે રથ ફેરી પશુકી સુણી પોકાર,
જીવદયા મનમાં લાવીને મુજ મૂકી નિરધાર—આવ્યો૦ ૧
સેશાવનમાં જઈ સંજમ લીધો, હું પણ ગઈ ગિરનાર;
સ્વામી હાથ મુજ શિર મૂકાવી, લીધો સંજમભાર–આ૦ ૨
મુક્તિ શોકય મુજને બહુ વહાલી, હું ગઇ તેહની પાસ;
નેમ નગીના તે પણ આવ્યા, સિદ્ધિ સદા સુખવાસ–આ૦ ૩
જામનગર જૈનશાળા માંહે, નિત્યજ મંગળ થાય;
લઘુ સભા જિનમંદિર આવી, નેમના બહુ ગુણ ગાય—
આવ્યો૦ ૩

## (૨૩) પાર્શ્વનાથજિન સ્તવનમ્.

**(લલિત છંદ)**

સફળ આજનો દીન માહરો, વદન શાંત તે દીઠો તાહરો;

જગત જીવના છો તમે ગુરૂ, પ્રગટ પાર્શ્વનું નામ છે ખરૂં.
જરા નિવારિ તેં જાદવો તણી, મૂરતિ પૂજવા ભક્તિ થઈ ઘણી;
સુંદર બિંબ છે નાથ તાહરૂં— પ્રગટ૦ ૨
સિદ્ધિના શાશ્વતા સુખ આપજો, ભગત દાસના દુઃખ કાપજો.
અવર દેવથી હું નહી ડરૂં. પ્રગટ૦ ૩
નગર જામની જૈનશાળામાં, લઘુ સભા ખુશી ગીત ગાવામાં;
ગમત જ્ઞાનથી હું સદા કરૂં— પ્રગટ૦ ૪

## (૨૪) શ્રી મહાવીરજિન સ્તવનમ્.

### દયાના સિન્ધુ તનુજા (એ રાગ.

નયનોમેં, નયનોમેં, નયનોમેં, નયનોમેં, અવિકાર હેં,
મહાવીર જગત જિનરાજ તેરી અખીયાં અવિકાર હેં;
અખીયાં, અખીયાં, અખીયાં, અખીયાં, અવિકાર હેં. મા૦ ૧
ચંદનબાળાને બાકુળા લઇને તારી તુમેં,
શીલ ક્ષમા સહિત ભગવાન્, તેરી નજરમેં અવિકાર હેં;
નજરમેં, નજરમેં, નજરમેં, નજરમેં, અવિકાર હેં—મા૦ ૨
કેવળજ્ઞાન પામીને સમોસરણમેં શોભતા,
સિદ્ધિ સદાનંદમેં ગુણ ગાયે, તેરે ચક્ષુમેં અવિકાર હેં;
ચક્ષુમેં, ચક્ષુમેં, ચક્ષુમેં, ચક્ષુમેં, અવિકાર હેં—મહાવીર૦ ૩
નગરની શોભતી શાળાએ વિદ્યારથી આવી ભણે;
લઘુ સભા જોઈ ખુશ થાય, તેરી અંગીયાં અવિકાર હેં;
અંગીયાં, અંગીયાં, અંગીયાં અંગીયાં અવિકાર હેં—મા૦ ૪

## ઇતિ ચોવીશી સંપુર્ણ.

## અથ પરચુરણ સ્તવનો.

### પિતાની પ્રીતિ ના ઘટે. ( એ રાગ )

નગીના, નગીના, નગીના, પતિ આ કોપ ના ઘટે,
કહિ નેમ નગીના જાય તોયે, પ્રિયાની પ્રીતી ના ઘટે;
પ્રિયાની, પ્રિયાની, પ્રિયાની, પ્રિયાની પ્રીતિ ના ઘટે–કહિ૦ ૧
વાંછું હું, સ્નેહી છું, તુમારી, મતિ શી છે માહરી,
હજુ મારૂં કેવું મન મોટું, વિચારો આમ ના ઘટે;
વિ૦ વિ૦ વિ૦ વિ૦ કહિ૦ ૨
ગિરનારે, વૈરાગે, સંજમ લેશો તોપે પ્રીતિ ના ઘટે,
સંજમ લેવાને થઇ હોંશીયાર, રંગીલા આમ ના ઘટે;
રં૦ રં૦ રં૦ રં૦ કહિ૦ ૩
મૂકોને મૂકોને, મૂકોને, શિર હાથ મૂકોને,
રાજુલ શરણે આવી તોયે, સમજુને આમ ના ઘટે;
સ૦ સ૦ સ૦ સ૦ કહિ૦ ૪
નગરમાં, નગરમાં, નગરમાં જૈનશાળા સારી છે,
લઘુ સભા નેમ ગુણ ગાય તોયે, પ્રીતમજી શોભા સારી છે;
પ્રી૦ પ્રી૦ પ્રી૦ પ્રી૦ કહિ૦ ૫

---

### કયાંથી આ સંભળાય મધુર સ્વર ( એ રાગ )

વખત આ રૂડો છે આ વાર, વખત આ રૂડો છે આ વાર;
આળ પંપાળને ખટપટ છાંડી, ઝટપટ કરો ઉપકાર–વ૦ ૧
માનવ ભવ પામીને પ્રાણી, જિન પૂજો એક સાર;

ભક્તિ ગુરૂથી તત્વ ગ્રહીને, જીવદયા દિલ ધાર—વખત૦ ૨
દાન સુપાત્રે દીજે ભવિક જન, ગુણીજનનો ધર પ્યાર;
સફળ મનુભવ સાચો જાણો, સિદ્ધિ સદા સુખકાર–વખત૦ ૩
જામનગર જૈનશાળા ધરમની, ધર્મ કરણી ત્યાં થાય;
લઘુ સભા જિનરાજતણા ગુણ, જય જય મંગળ ગાય–વ૦ ૪

---

### ચાલો ચાલો સિદ્ધાચળ જઇએ. (એ રાગ.)

હોરી ખેલો ભવિક ભવ તરવાને, વસંત રૂતુ રળિઆમણી; હો. ૧
જ્ઞાન ધ્યાન કરી ધૂમ મચાવો, વિદ્યાશાળાભાં ભણવાને–હો. ૨
ક્ષમા ગુલાલ ઉડાડો સુરંગે, પંચેંદ્રિ વશ કરવાને;–હો. ૩
સુમતા જળની ભરો પિચકારી, છાંટો હૃદય શુદ્ધ કરવાને–હો. ૪
તપ તરવાર લેઇ શુંર ચઢાવો, મોહ સુભટ મલ્લ હણવાને;–હો. ૬
સરલ સ્વભાવે ચોખ્ખે ચિત્તે, મંત્ર નવકાર તે ગણવાને.–હો. ૫
સિદ્ધિ સદા સુખ આનંદકારી, લઘુ સભા ખુશી વરવાને–હો. ૭

---

### (રાગ કલ્યાણ)

પ્રણામ, પ્રણામ, પ્રણામ, પ્રણામ, પ્રણામ, પ્રણામ,
પ્રણામ, સદા જિનરાજને, સદા કરૂં પ્રણામ— ૧
જળ ચંદન ફુલ ધુપ સુગંધી, દીપક પૂજા સાર;
અક્ષત નૈવેદ ફળ પૂજા કરી, નાચુ થઇ થઇકાત—પ્રણામ૦ ૨
તાલ મૃદંગ શરણાઇ શરોદા, વાજે વાજાં અપાર;
આંગી અનોપમ સુંદર જોઇને, મુજ મન થયું હુંશીયાર–પ્ર. ૩

ઋષભ જિનંદના દરિસન દેખી, મારૂં મન ઉલસાય;
સિદ્ધિ સદા સુખ આનંદકારી, શુદ્ધ પ્રણામે થાય- પ્રણામ. ૪
જામનગર લઘુ જૈન સભાને, જૈનધર્મ આધાર;
સફળ થયો દિન આજ હમારો, દેખી જન દેદાર–પ્રણામ.૫

# અથ ચૌદ પૂર્વના તપનું સ્તવન

## ચાલો ચાલો સિદ્ધાચળ જઇએરે (એ રાગ)

ભવિ ભાવે પૂરવ તપ કરીએ રે;
આજનો દિન રળિઆમણો— ભવિભાવે. ૧
ચૌદ પૂર્વની રચના રૂડી;
રચિને લાહો લઇએરે— ભવિભાવે૦ ૨
એક એક પૂર્વના જાપ સહુસ હોય;
નિત્ય નિત્ય ગરણું ગણીએરે—આજનો૦ ભવિભાવે૦ ૩
કાઉસગ પંચવીસ અઠ્ઠાવીસનો;
બાવિસ બત્તિસ ગણીએરે-આજનો૦ ભવિભાવે૦ ૪
દશ છવિસને ત્રિસ ચૌઆલીસ;
ચોત્રીસ લોગસ થુંણીયેરે—આજનો૦ ભવિભાવે૦ ૫
ઓગણત્રીસ ને ષટવિસ જાણો;
સત્તાવીશ સંવરીએરે—આજનો૦ ભવિભાવે૦ ૬
ચાઆલીશ ને ઓગણચાળીશ;
કાઉસગ ગયણું ઉલસિયેરે—આજનો૦ ભવિભાવે૦ ૭

વાસ સુગંધિ ધૂપ ને દીવો;
દયા જ્ઞાનસથી કરિયેરે—આજનો૦ ભવિભાવે૦ ૮
અક્ષત નૈવેદ ફળ ઉછરંગે;
જ્ઞાનની આગળ ધરિયેંરે—આજનો૦ ભવિભાવે૦ ૯
દ્રવ્ય ભાવથી પુસ્તક પૂજા;
નાટિક ગાયન કરિયેરે—આજનો૦ ભવિભાવે૦ ૧૦
શાંતિ જિણંદના ચરણ પસાયે,
સિદ્ધિ સદા સુખ વરીયેંરે—આજનો૦ ભવિભાવે૦ ૧૧

---

## અથ ચૌદ પુર્વના તપનું બીજું સ્તવન.

### ગિરૂઆરે ગુણ તુમ તણા (એ રાગ)

સુગુણ સનેહી સાંભળો,
વાણી અમીય સમાન; ભવિજન૦
શ્રી જિન શાસનમાં કહ્યું, ચૌદ પૂરવનું માન–ભવિજન. સુ.૧
ગુરૂ કૃપાથી જે કરે, આરાધન તસ જેહ; ભવિજન૦
બહુશ્રુત થઈ સંસારમાં, શિવ સુખ પામે તેહ–ભવિજન૦સ.૨
રસાયન ચિંતામણિ, કામધેનુ પણ જાણ; ભવિજન૦
ચિત્રાવેલી પારસમણિ, અમૃત ગુટિકા જ્ઞાન–ભવિજન૦સ.૩
જ્ઞાન આરાધન બહુ કરો, ગાઓ જ્ઞાનગુણ તેમ; ભવિજન૦
જ્ઞાની જ્ઞાનથી જ્ઞાનમાં, જ્ઞેય જ્ઞાન ગમગીન; ભવિજન૦
તિમ ગુણીજન તમેં થજો, ચૌદ પૂરવમાં લીન–ભવિજન૦ સુ.૫

ઓગણીસ સત્તાવન સાલે, જામનગર મોઝાર; ભવિજન૦
જૈનશાળામાં આવી કરી, કીધું ચાતુરમાસ–ભવિજન૦ સુ. ૬
કરે કરાવે પ્રેમથી, સિદ્ધિ સોભાગ જિનચંદ; ભવિજન૦
ચઉદ પૂરવના તપ થકી, પામે શિવસુખ કંદ–ભવિજન૦ સુ.૭
શાંતિજિણંદ પસાયથી, પૂરણ પૂરવ થાય; ભવિજન૦
જ્ઞાન પૂજનથી શિવ લહે,પાનાચંદ ગુણ ગાય–ભવિજન૦ સુ.૮

---

## ચૌદ પુર્વના કાઉસગ, સાથીયા, પ્રદક્ષિણા, ગરણું, ખમાસણાં નીચે મુજબ જાણવાં.

| પૂર્વ. | | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કાઉસગ— | ૨૫ | ૨૮ | ૨૨ | ૩૨ | ૧૦ | ૨૬ | ૩૦ | ૪૪ | ૩૪ | ૨૯ | ૨૬ | ૨૭ | ૪૪ | ૩૫ |
| સાથીઆ— | ૨૫ | ૨૮ | ૨૨ | ૩૨ | ૧૦ | ૨૬ | ૩૦ | ૪૪ | ૩૪ | ૨૯ | ૨૬ | ૨૭ | ૪૪ | ૩૫ |
| પ્રદક્ષિણા— | ૨૫ | ૨૮ | ૨૨ | ૩૨ | ૧૦ | ૨૬ | ૩૦ | ૪૪ | ૩૪ | ૨૯ | ૨૬ | ૨૭ | ૪૪ | ૩૫ |
| ખમાસણાં-- | ૨૫ | ૨૮ | ૨૨ | ૩૨ | ૧૦ | ૨૬ | ૩૦ | ૪૪ | ૩૪ | ૨૯ | ૨૬ | ૨૭ | ૪૪ | ૩૫ |

ગરણું— ૨૦ દરરોજ વીસ નોકારવાળી ગણવી.

## ચૌદ પુર્વમાં વસ્તુ કહી છે, તેની વિગત.

| પૂર્વ. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વસ્તુ— | ૧૦ | ૧૪ | ૮ | ૧૮ | ૧૨ | ૨ | ૧૬ | ૩૦ | ૨૦ | ૧૫ | ૧૨ | ૧૩ | ૩૦ | ૨૫ |

## નેમ સંગ ખેલીયેં હોરી. (એ રાગ)

પ્રભુજીકી આંગી બનાઈ, એસી હોરી ખેલાઇ,
ઉપશમ રસકી ભરી પિચકારી, છાંટી હૃદય સુખકારી;
ક્રોધ માન રૂપી અગ્નિ બુઝાઇ, તો લોભકી હોય ખુવારી,
સુમતરંગ આતમ પાઇ–એસી હોરી ખેલાઇ૦ પ્રભુ૦ ૧
ક્ષમા રકાબી દયા કટોરી, કેસર રંગ ઘોળાઈ;
બરાસ સુગંધિ માંહે ભેળીને, પ્રભુ ચરણે ચિત્ત લાઇ–એ૦પ્ર૦૨
તપ તેજ હીરાકી આંગી રચાઇ, માણેક મોતી સોહાઇ;
મન ગુપ્તિ મણિ મુગટ જડાઈ, તો જીન આણા શિર ચઢાઇ;
કુંડળ દોય ધર્મ દીપાઇ–એસી૦ પ્રભુ૦ ૩
નવપદ નવસરો હાર સુગંધિ, કંઠે પ્રભુને ચઢાઈ;
સિદ્ધિ સદાનંદ આતમ ખેલે, તો લઘુ સભા હરખાઈ;
નગરમેં મંગળ થાઈ—એસી૦ પ્રભુ૦ ૪

---

## મંગળાચરણ.

જય જય જય છબી પ્યારી;
શાંતી સદા સુખકી..............રી—જય જય જય.
પારેવો ઉગારી દયા દીલ ધારી, ક્ષમા કરી તેં અપા....રી. જય૦ ૧
મુજને તારો પાર ઉતારો, લળી લળી લાગુ પા....ઇ. જય૦ ૨
સિદ્ધિ સદા છે આણંદકારી, ભવીજનને હિતકા....રી. જય૦ ૩
જીન ગુણ ગાવા લઘુ સભાને, હરખ ઘણો અપા....રી. જય૦ ૪

---

## અથ શ્રી પાર્શ્વનાથજીનું સ્તવન.

### કજી સમરો જિન નામ (એ રાગ)

પાર્શ્વપ્રભુજીનું નામ, લાગે છે પ્યારૂં, પાર્શ્વપ્રભુજીનું નામ;
નિત્ય નિત્ય કરૂં પ્રણામ— લાગે છે પ્યારૂં૦ ૧
અવર દેવ દુરગતિના હેતુ, એ જિન મોક્ષનું ધામ-લાગે૦ ૨
રોગ સોગ સંકટ મિટ જાવે, જબ સમરૂં જિન નામ-લાગે૦ ૩
ઋદ્ધિવૃદ્ધિ પ્રગટે ઘટ અંતર, શુભવાંછિત હોય કામ-લાગે૦ ૪
ઘડી ઘડી ને પળ પળ ધ્યાવું, એ મુજ આતમરામ;-લાગે૦ ૫
અનંત જ્ઞાન દર્શન અનંતું, ચારિત્ર તપ વિશ્રામ- લાગે૦ ૬
ચાર નિક્ષેપે સત્ય કરી જાણું, એ જિન શાસન પામ-લાગે૦ ૭
ગોડી થંભાણુ જીરાવલાજી, નવખંડા ઘોઘા ગામ—લાગે૦ ૮
પાટણમાં પંચાસરા સોહે, શિર નામી કરૂં સલામ-લાગે૦ ૯
નવપલ્લવજી શાંત સુધારસ, દીપે છે માંગરોલ ઠામ-લાગે૦ ૧૦
સુરતમંડન છે સુરતમાં, મનમોહન દિલ આરામ-લાગે૦ ૧૧
સેસફણાને અંતરિકજી, ભાભા બિરાજે નગર જામ-લાગે૦ ૧૨
શ્રી શંખેશ્વર અમીઝરાજી, દાદાજી વરણે શ્યામ—લાગે૦ ૧૩
શ્રી ચિંતામણિ ચિંતા ચુરે, ભાવે વંદીએ તામ-લાગે૦ ૧૪
જામનગર લઘુ જૈન સભાને, એ છે સુખ આરામ-લાગે૦ ૧૫

---

## શાંતિનાથજીનું સ્તવન.

આજનો દીન રળીયામણોરે, દીઠો પ્રભુનો મુખ;
મુખરે—કમળ સુકોમળ શોભતું.
આંગી બની અતી ચંગ, અંગરે સોનેરી વરખે સોહામણી;
સાખી—મુગટ બન્યો હીરા તણો, કાને કુંડળ સાર;

બાંહે બાજુબંધ બેરખા, કોટે નવસેરો હાર.
શાંતી મુરત છે મુજ મન પ્યારી, વારી જાઉં વાર હજારીજીરે;
ક્ષમા ભંડારી, દયા દીલધારી, કુમતા કુટીલતા વારી વારીજીરે.
શાંતી મુરત છે મુજ મન પ્યારી, સ્તુતી કરૂં હું પ્રભુજી તુમારી.
સાખી—પારેવો ઉગાર્યો પ્રેમથી, તિર્થંકર પદ લીધ;
અનોપમ પદવી ભોગવી, કર્મ સકળ ક્ષય કીધ,
શાંતી પ્રભુના ગુણ અનંતા, ક્ષમાથી રૂડા દીપેછેજીરે;
ક્રોધ, માન, માયા નહી જેહને, નિર્લોભી પ્રભુ સારાછેજીરે.
સાખી—રાગ દોષ રહીત વિભુ, અરૂપીને અવિકાર;
ત્રણ ભુવનમાં શોભતા, સહુને આનંદકાર.
પ્રભુજીને પાયે લાગ્યો, સદા નમું હું તો સદા નમું;
મારા શાંતીજીનેશ્વર દેવ હો રાજ, પ્રભુજીને પાયે લાગ્યો.
સિદ્ધિ સદા સુખ આનંદકારી, જયજય મંગળકારીજી. આજનો.

## સિદ્ધાચળજીનું સ્તવન.

વીમળાચળવાસી મ્હારા વ્હાલા સેવકને વીસારો નહી; વિ૦
જળ વિના મીન દુઃખ અતી પામે, જીણંદ આપ જાણો સહી. જા૦
દુઃખ હરનારા ભવીજન પ્યારા, શરણે છું માહારાજ;
ચાર ચોર મુજ કેડે પડીયા, પુન્ય રતનને કાજ. સેવકને૦ વિ૦ ૧
પાપી ચંડાળો પકડી મુજ, માલ હરી લેનાર;
જીનજી જો મુજ વ્હારે આવો, તો છું ઉગરનાર શેવકને૦ વિ૦ ૨
જન્મ મરણનાં દુઃખ વેઠ્યાં બહુ, પણ નવ આવ્યો પાર;
તે દુઃખને દુર કરવા કારણ, આવ્યો તુમ દરબાર. શેવકને૦ વિ૦ ૩

અર્જી ઉર ધરી નેહ નજર કરી, શેવકની કરો સાર;
કૃપાતણા એ સીંધુ તુમ વીણ, કોણ ઉતારે પાર. શેવકને૦વિ૦ ૪
ભવ દુઃખ ભંજન ભગવત કરો, મુજ કઠણ કરમનો નાશ;
પદ પંકજ રહે પ્રાણ મધુકર, પુરો મનની આશ. શેવકને૦વિ૦ ૫

---

## સિદ્ધાચળજીનું સ્તવન.

ચાલો પ્યારા ચેતન સીધાચળ ચાલો, ચાલો ચાલો
રૂષભજીન વંદો.
વ્હાલો મરૂદેવી માતાજીનો લાલો, ચાલો ચાલો પાપ નીકંદો;
પ્રભુ તારા દર્શનકી બલીહારી, ધારી ધારી વદન જોઉં ધારી.
મુરતી તારી દીઠી અમીરસ કયારી, ન્યાળી ન્યાળી અકળગતી
ન્યાળી; પ્યારા પ્રભુજી નીશ દીન હું સંભારૂં, ધ્યાન ધરૂં
ગીરી રાજજીનું સારૂં.
પ્રથમ જીણંદ મુખ પુનમ ચંદો, ચાલો ચાલો રૂષભજીન વંદો;
ચેતનજી તીર્થપતી નિત્ય ધ્યાવો, ગીરીવર ભેટીને લ્યો ભવ લ્હાવો.
સુનંદા સ્વામીની છબી સુખકારી, ધારી ધારી વદન જોઉં ધારી;
જૈન સભા લઘુ સાંકળચંદે, રૂષભજીણંદ ગુણ ગાયા આનંદે;
પ્રભુના પસાયથી રહે ન ભવ કંદો, ચાલો ચાલો રૂષભજીન વંદો.

---

## સ્તવન.

નાથ નીજ નગર દેખાડોરે, શરણ છે અનાથ;
કરોને સનાથ, નાથ નીજ નગર દેખાડોરે.
ચોરાસી લાખ યોની માંહે, કાળ અનાદી ભમીયોરે;

તે દારૂણુ દુઃખ દુર કરનારો, કાજે તું મળીયોરે. નાથ૦ ૧
આશ ધરીને અરજી ઉચરૂં, નીરાશે નવ રાખોરે;
દયા દ્રષ્ટીએ રાખો સ્વામી, દાસ નીહાળોરે. નાથ૦ ૨
જગ ઉપગારી કેવળ ધારી, મુકતીરમણી કરી પ્યારી;
મોહાદિક અરી ઝીતી સ્વામી, પ્રભુ પદ ધારીરે. નાથ૦ ૩
હે મહાવીર લઘુ જૈન સભાના, કઠણુ કરમ સૌ કાપોરે;
પરમાતમ તુમ ચરણુ શેવા, પ્રાણુને આપોરે. નાથ૦ ૪

---

## સ્તવન.

### રાગ—કોઈ દુધ લ્યો દીલરંગી.

જીનરાજને ભજ પ્રાણી, સંસાર અસ્થીર જાણી.
સાખી—ક્ષણુ ક્ષણુ આવરદા ઘટે, ઘટે દીવસ ને રાત;
આજતણું હમણાં કરો, કાલતણી શી વાત. જીન૦ ૧
સાખી—સમય વિષે નવ કરી શકે, પાછળથી પસ્તાય;
વાત પ્રીત કફ વેદના, કંઠ દ્વારે સુકાયરે. જીન૦ ૨
,, નીત્ય મીત્ર કાયા કદી, કરે ન કોઈનો સાથ;
પર્વ મીત્ર પાછા વળે, સ્વજન બતાવી હાથરે. જીન૦ ૩
,, સત્ય મીત્ર જુહાર જૈ, સેહેજ શીખાઇ ધર્મ;
સહાય કરે પરભવ જતાં, અંતે દે શીવશર્મ. જીન૦૪
,, તે જીનધર્મ આરાધતાં, રહે ન ભવ ભય ફંદ;
જાચે ભવોભવ ધર્મનું, શરણુ તે સાંકળચંદરે. જીન૦ ૫

---

## સઝાય.

ચોકને આંગણેરે વાદળીરે, સોહે શ્યામ સુરંગ—રંગરે જોબન
જાય રંગ રોળમાં.
પીયુ આવ્યો મુજ બેન, બેનરે, વાતો કરૂં સંસારની.
સાખી—ગુરૂ આજ્ઞા લેઈ આવીયા, શ્થુળીભદ્ર મુનીરાજ;
વેશ્યા કહે આવો પીયુ, સફળ થયો દીન આજ.
ત્રણ ડગલાં ઉભી રેહેને તું આઘી, જેમ મરજી તેમ કરજેજીરે;
વૈરાગ્યે ભીનો થઇને હું આવ્યો, ફસવાનો નહી હવે વારેવારેજી.
સંયમ વ્હાલો મીઠો મોરે મન, અમને અમૃત ખાણુ;
વ્હાલા છે ભાવ પ્રાણુ.
સાખી—નાટક કરી લલચાવતી, ફેંકતી કામનાં બાણુ;
હાવ ભાવ હૈયા થકી, ફરી ફરી વાળે વાણુ.
હરખે કહું છું તમે મને વ્હાલા, જુઠડા ચાળા શીદ કરોછોજીરે;
પીયુ તમારૂં મનડું માને ત્યાં જાઓ છો, સુખ છાંડી દુઃખીયા
કયાં થાઓછોજીરે; પીયુ તમારૂં મનડું માને ત્યાં જાઓ છો.
સાખી—સ્થુળીભદ્ર કહે કામીની, આ સંસાર અસાર;
ધુમાડાના બાચકા, ભરતાં થાય ખુવાર.
વેશ્યાને વૈરાગ જાગ્યો, વૃતરે કરૂં હું તો બાધા કરૂં;
મારા સ્વામી સ્થુળીભદ્ર ગુરૂ હો રાજ, વેશ્યાને વૈરાગ્ય જાગ્યો.
સિદ્ધિ સદા સુખ પામવાને, બારવૃત્ત જઈ આરાધીયાંજીરે;
વેશ્યાને વૈરાગ જાગ્યો. ચોકને આંગણે.

## સઝાય.

સુણો ચેતન આતમ રાયારે, જુઠી કુમતિથી શીદ ભરમાયારે;
જરા જોને તું અંતર વિચારારે, રાગદ્વેષ ચોરો છે લુટારા;
લોભે ઠગાયો, મોહે ફસાયો, નારીશું નીચ લલચાયો;
નરક નીગોદમાં, પાતીક પલ્યંકમાં, કુમતીથી બહુ દુઃખ પાયો. જુઠી૦ ૧
હવે સમજ તું માનવ ભવમાં, પુન્ય ઉદયથી આયો;
પુજી લેને જીનરાજ ભાવે તો, જસ બહુ જગમાં ગવાયો.જુ૦૨
સિદ્ધ સ્વરૂપી સાહેબ સાચો, શાંતીજીણંદ સુહાગો,
ચેતન ચેતી પુજને પ્યારા, ધર્મ કરી હરખાયો. જુઠી૦ ૩

## મહાવીર સ્વામીનું પારણું.

ઝુલાવે માઇ વીરકુંવર પારણે, વીરકુંવર પારણે. ઝુલાવે૦
રત્ન જડીત સોનેકા પારણા, દોરી જરીની જાલને. ઝુ૦
મણી મોતીઅરકે ઝુમકે નીકે, ઘુઘરી ઘમક કારણે. ઝુ૦ ૨
રત્ન દામ શ્રીધામ, ગંદક પર, કરે પ્રભુજી ખ્યાલને. ઝુ૦ ૩
મેનાં મોર શુક સારસ સુંદર, હરખ કુંવર પાલને. ઝુ૦ ૪
છપ્પનદીક કુંવરી હુલરાવે, બજાવે બજાવે તાલને. ઝુ૦ ૫
ત્રીસલા માતા આનંદીત હોવે, નીરખ નીરખ બાળને. ઝુ૦ ૬
હંસ કહે પ્રભુ પારણે પોઢયા, જાણે જગત ગાલને. ઝુ૦ ૭

### રાગ—આખો આલમને ઠગનારી.

આવી મૂર્ત્તિ મોહનગારી, ચીદાનંદ મહાવીર તારી;
રાગને વારી, દ્વેષને મારી, કરમ કટક ભવરણ સંહારી,

મુક્તીપુરી શણુગારી. આવી મુરતી. ૧
કરમ શું કરશે, ભરમ શું કરશે, પ્રભુ કરૂણા કરશે;
તો ડરશે, મુજથી મોહ શીકારી. આવી મુરતી. ૨
રોગ ન આવે, શોક ન આવે, ચાર ચોરનું જોર ન ફાવે;
સ્હાય થાય જો તારી. આવી મુરતી. ૩
પામર પાળો, બીરૂદ સંભાળો, એક વાર જો સન્મુખ ભાળો;
તો થઉં લઘુ સંસારી. આવી મુરતી. ૪
પ્રભુતા ધારી, પતીત ઉધારી, શેવક સાંકળચંદ સુધારી;
અરજી લ્યો અવધારી. આવી મુરતી. ૫

---

રાગ.

ધીમે ધીમે ચાલોને પ્રભુ નેમરે, આવું સંગે તમારી;
ગીરનારી જવા, ભવબંધનથી પ્યારા, હું મુક્ત થવા.
અણુગારી થવા, ધરી પ્રેમરે. ધીમે ધીમે૦ ૧
સાખી- સુણો અર્જ મુજ શામળા, છેક ન આપો છેહ;
પરહરી દાસી જાઓ ના, પશુપર ધારી નેહ.
પ્યારા પ્રીતીનો વધારો સુપંથરે, રહો રહો ઉભા સલુણા; કંથરે;
માનો માનો પ્રભુજી તજી તંતરે, ધરી પ્રેમરે. ધીમે ધીમે. ૨
સાખી—રાજેમતી પતી પ્રેમીલા, પ્રણુત લીયો ભવપાર;
જૈન સભા લઘુ પામીયે, નિરભય પદ નીરધાર.
આવું સંગે તમારી ગીરનારી જવા, ભવબંધનથી પ્યારા હું
મુક્ત થવા, અણુગારી થવા, ધરી પ્રેમરે. ધીમે ધીમે૦ ૩

---

## ૧ મંગળાચરણ.

વંદુ ઇશ અંતરજામી હે તીર્થંકરા,
દીનદયાળ—છો કૃપાળ—જગદીશ્વરા—વંદુ.
ત્રીલોકમાં જીનેશ્વરા નામ છે ખરૂં,
સહાય થજો શેવકને હું તને સ્મરૂં.
અંધકાર સૃષ્ટી માંહી સર્વ દુર કરા—વંદુ.
અગણીત દોષો પ્રભુ મુજમાં ભર્યા,
ટાળી પ્રભુ સર્વ તેં તે મોક્ષ સંચર્યા.
શેવક તું સરીખો કરો જિનેશ્વરા ખરા—વંદુ.
સુખ અતી થાય નામ દેતાં તુજ તણું;
દુઃખ દુર થાય છે તુજ બોધથી ઘણું.
વિનવી સભા લઘુ માગે જય વિજયકરા—વંદુ.

---

## અથ શ્રી પંચાસરા પાર્શ્વનાથજીનું સ્તવન.

શ્રી પંચાસરા પાર્શ્વજીરે લાલ, ભેટયા આનંદપુર,
મન મોહ્યુંરે; શ્રી૦ ૧
દર્શન દીઠે તેહનાંરે લાલ, પાતિક જાશે દુર. મન૦ શ્રી૦ ૨
સંવત આઠ બીલ્લોતરેરે લાલ, ત્રીજ શુકલ વૈશાખ. મન૦ શ્રી૦ ૩
પાટણનગર વસાવ્યુંરે લાલ, વનરાજ ચાવડાની શાખ.મન૦શ્રી૦૪
તેણે અવસરે ગુરૂ આવીયારે લાલ, નામે શીળગુણસુરી.મન૦શ્રી૦૫
નાગેંદ્ર ગચ્છતણો ધણીરે લાલ, તપ જપ ચઢતે નુર.મન૦શ્રી૦૬
તેણે ગુરૂ પ્રતિબોધે કરીરે લાલ, રાજા શ્રાવક થાય. મન૦શ્રી૦૭

જૈનધર્મ દીપાવીઓરે લાલ, જગ જસ નિર્મળ લીધ. મન૦શ્રી૦૮
પ્રભુ પંચાસરાથી રહ્યારે લાલ, આવ્યા તે અધિકાર. મન૦શ્રી૦૯
ગ્રંથે તે વાતો ઘણીરે લાલ, કેહેતાં હોય વિસ્તાર. મન૦શ્રી૦૧૦
ભૂપે તે બીંબ ભરાવીયારે લાલ, મુળનાયક શ્રી પાર્શ્વ. મન૦શ્રી૦૧૧
રાય ઉદ્ધાર કરે નવોરે લાલ, થાપ્યા તે પુરણ પાસ. મન૦શ્રી૦૧૨
તું સમરથ દુઃખ ટાળવારે લાલ, વંછીત પુરણ હાર.મન૦શ્રી૦૧૩
સર્વથકી સુરપતિ જીશ્યોરે લાલ,નામ એ નાગકુમાર. મન૦શ્રી૦૧૪
દેશ દેશથી દીપતોરે લાલ, સંઘ આવે બહુ ઠાર. મન૦શ્રી૦૧૫
પરઉપગારી તુજ સમોરે લાલ, અવર નહી એ સંસાર.મન૦શ્રી૦૧૬
કૃષ્ણતણી ચિંતા હણીરે લાલ, જાદવ જરાની વાર. મન૦શ્રી૦૧૭
લાજ રહી શ્રી રામનીરે લાલ, તે પણ તુજ પસાય. મન૦શ્રી૦૧૮
ન્હવણજળે સિંચ્યાથકારે લાલ, ઉદધિથી તાર્યા પાષાણ મન.શ્રી.૧૯
અંચળગચ્છે શોભતારે લાલ, કલ્યાણસાગર સુરી. મન૦શ્રી૦૨૦
વાચકદાસ કહે સદારે લાલ, તેહની પુરજો આશ. મન૦શ્રી૦૨૧

---

## અથ શ્રી મહાવીરજીન સ્તવન.

પંથીડા સંદેશો કેહેજો મ્હારા નાથને,
વર્ધમાન જે ચોવીસમો જીનરાય જો;
રાજ ઇહાંથી સાત ઉંચા તમે જઈ રહ્યા,
ધ્યાતાં નરના બેઠા હૃદય મઝારજો. પંથીડા૦ ૧
જે દીનથી પ્રભુ આપ ઈહાંથી સીધાવીઆ,
તે દીનથી પ્રભુ જ્ઞાન ખજાનો લુટાયજો;

આપે જે નર રક્ષાધાર કર્યા હતા,
તેતો સર્વે આપ કેડે સધાયજો. પંથીડા૦ ૨
આપે જે પ્રભુ ધર્મ વૃક્ષ રોપ્યો હતો,
તેતો ખંડોખંડ કરી વેચાયજો;
દીગંબર શ્વેતાંબર આદી અનેકજો,
નિજ નિજ મતિએ ગચ્છાગચ્છ ઠરાયજો. પંથીડા૦ ૩
એતા પંથ છતાં એ મન તૃપ્ત ન થયો,
તેણે કચ્છમાં એક અવધિ પંથ જગાયજો;
કહે જીનદાસ મુંઝાયો પંથ દેખી ઘણા;
કેમ કરી પહોચું આપ કને સૌ કહેવાયજો. પંથીડા૦

---

## દુહો.

બુદ્ધિવિજય મહારાજજી, સાધુતણા શિરદાર;
સરળ સ્વભાવી શાન્ત જે, ક્ષમા કૃપાઅવતાર.
નીતિવિજયજી તેહના, શિષ્ય વિનય ગુણવંત;
વૈરાગી પુણ્યાત્મા, સંતોષી જસવંત.
તાસ શિષ્ય લઘુ બાળકે, જામનગરમાં ખાસ;
જૈનશાળા મધ્યે રહી, કીધું ચાતુરમાસ.
સિદ્ધિવિજય કહે સજ્જનો, જ્ઞાન નહીં મુજ લેશ.
પણ ભક્તિ ભાવે કરી, સ્તવન રચ્યાં મેં શેષ.

અથ શ્રી પૂર્વાચાર્યજી કૃત

# સ્નાત્ર પૂજા પ્રારંભ:

---

ગાથા.

મુકતાલંકાર વિકાર સાર, સોમત્વ કાંતિ કમનિયં ॥
સહજ નિજ રૂપ નિરજિત, જગત્રય પાતુ જીનબીંબં ॥૧॥
અવનીય કુસુમા હરણું, પય પયઠીય મણોહર છીયં ॥
જીણ રૂવ મજ્જણ પીડે, સંઠીયંવો સિવં દીસઓ ॥૨॥
બાળતણુમ્મી સામીય, સુમેરૂ સિંહરંમી કણય કળસેહિં ॥
તિસ્સાસુરેહીં ન્હવિઓ, તે ધન્નાં જેહિં દીઠોસી ॥ ૩ ॥

ગાથા

પવિત્ર ઉદક લેઇ અંગ પખાળો, વિવિધ વસ્ત્ર જાદર ચીર પેહેરો ॥ કુસુમાંજળી મેલ્હો આદિજીણંદા, તોરા ચરણ કમળ સ્વામી ॥ પ્રથમ પુજોરે સ્વામી પ્રથમ જીણંદા ॥ કુસુમંજળી મેલો ॥ ૧ ॥

ગાથા

સયવંતકુંદ માલય, બહુવિહ કુસુમાએ પંચ વન્નાએ ॥
જીણ નાહ ન્હવણ કાળે, દિંતુસુરા કુસુમાંજળી હથ્થા ॥૪॥

ચાલ

સિંહાસણ સ્વામી શ્થાપીજે, શ્રેણી રહીને કુસુમાંજળી લી

જે ॥ કુસુમાંજળી મેલો અજીત જીણંદા, તોરા ચરણ ક-
મળ સ્વામી દ્વીતીય પુજોરે સ્વામી દ્વીતીય જીણંદા ॥ કુ
સુમાં૦ ॥ ૨ ॥

ગાથા.

જામુકકે સુરાસુરે, મજ્જન પઢમ જિણેશ ॥
સા કુસુમાંજળી અવહરો, ભવિયા દુરિયા સેસ ॥૫॥

ગાથા

કનક કળશ જળ નિર્મળ ભરીએ, સ્વામીના શીરપર ન્હવ
ણુજ કરીએ ॥ કુસુમાંજળી મેલ્હો સંભવ જિણંદા ॥ તો
રા૦ કુસુમાં૦ ॥ ૩ ॥

ગાથા

ગંધાઢ્ઢીય મહુર મણુ, હરઝંકાર સદ્દ સંગીઅ ॥ જીણુ ચર
ણોવરી મુક્કા, હરો તુમ કુસુમાંજળી દુરીયં ॥ ૬ ॥

ચાલ

અગર કપુર ધુપે કર વાસી જે, કર સંપુટ ચંદન ચર
ચીજે ॥ કુસુમાંજળી મેલ્હો શાંતિજીણંદા, તોરા૦ ॥ કુસુ
માં૦ ॥ ૪ ॥

ગાથા

પસરંતી પરીમળ બહુલં, ગંધાઢ્ઢીય ભમંતિ ભમરોલા ॥
નીવડં તુહ ચરણોવરી, જીણંદ એ કુસુમાંજળી પવરા ॥૭॥

ચાલ

જાઇ જુઇ વાલો વેલો ડમણો મરૂઓ, સકળ સ્નાત્ર કરે શ્રી

સંઘ ગીરૂઓ ॥ કુસુમાંજળી મેલ્હો નેમી જીણંદા ॥તોરા૦ ॥ કુસુમાં૦ ॥ ૫ ॥

ગાથા,

મુખ્ખજિણવર મુખ્ય જીણવર, ન્હવણ કાળેમી ॥
કુસુમાંજળી સુરવરેહિં, મહમંહુતિ તીહુઅણ મહગ્ગીઅ ॥
નીવડંતી જીણપાયે કમલે; હરે દુરીયં શ્રી શ્રમણ સંઘહ ॥ ૮ ॥ પાશ જીણેશ્વર પાય કમળ, દેવીહ મુખ સંતોષા॥
સા કુસુમાંજળી અવહરે; ભવીયા દુરીયા શેષ ॥ ૯ ॥

ચાલ

રિષભ અજીત સંભવ ગુણ ગાઉં, અનંત ચોવીશી જીનની ઓળગ પાઉં ॥ કુસુમાંજળી મેલ્હો૦ ॥ પાર્શ્વજીણંદા ॥ ॥ તોરા૦ કુસુમાં૦ ॥ ૬ ॥

ગાથા

જાઇ જુઇ જાઇ જુઇ કુંદ મંદાર, નીલુત્પમ કમળંદળા॥
સીંદુવારી ચંપક સમુજ્જળ, પસંરતિ પરીમળ બહુળં ॥
ગંધ લુઠ લુઠંતી મહુઅર ॥ ૧૦ ॥
એ કુસુમાંજળી જીણ ચરણે, ચીંતીય પાવપ્પણાશં ॥ મુ-ક્કીય તારા અણુસરે, ભવિયાં પુરે આશ ॥ ૧૧ ॥

ચાલ

સરસ સેંવતરી માલતી માળા, ગુણ ગાવે એમ કવિ દેપાળા ॥ કુસુમાંજળી મેલો વીર જીણંદા ॥ તોરા૦ ॥ કુસુમાં૦

॥ ૭ ॥ એણીપરે જે જીન ભાવના ભાવે, ભણે ગણે તે અ મરપદ પાવે ॥ કુસુમાંજળી મેલો સયળ જીણુંદા ॥ તોરા ચરણ કમળ સેવે ચોસઠ ઈંદા ॥ કુસુમાંજળી મેલો સય- ળ જીણુંદા ॥ ઇતિ કુસુમાંજળી સંપુર્ણ ॥

ગાથા.

વિણિય નયરી વિણિય નયરી નાભિ નીવગેહ, મારૂદેવી ઉ- યરી સર રાજહંસ સારીસ સામીઅ ॥ શ્રી રીસહેસર પઢ મજીણ, પઢમરાય વરવસહ ગામીઅ ॥ વસે અલંકીઅ ક ણય તણું, જાયો જગ આધાર ॥ તસ પાય વંદી તસ તણો, કેશું જન્મ સુવીચાર ॥

ચાલ.

રાવઠ્ઠ વીમાણે ચવીઅ નાહ, ઉવઝાઉર આવીય ગર્ભ વાસ ॥ કુળગર શ્રી નાભી નરીંદગેહ, સુસમ દુસમ તીહાંઅવર છેહ ॥ ૧ ॥ સુસમ દુસમ અયર મંડણ, સવઠ્ઠ વિમાણે સુર ચવે ॥ શ્રી નાભીરાયા કુલમંડણ, ઉવઝાયા ઉર અવતરે ॥ ૨॥ ॥ સુવિશાળ માળા પ્રૌઢ મુગતા, ગીતનાદ સવે કરે ॥ ઓ- છુવ જાણી મન્ન આણી, તીર્થંકર કુળ અવતરે ॥ ૩ ॥ હવે દાન દીજે પુન્ય કીજે, મન્ન રીઝે અતિઘણા ॥ ઘેર ઘેર મંગ- ળ તરીઆ તોરણ, ઓછવ હોય વધામણા ॥ ૪ ॥ નીસી- ભર પોઢયા હર્ષ આણી, એ શું જાણી એમ કહે ॥ પાછલી રાત પ્રભાત વેળા, સુપન મરૂદેવા લહે. ॥ ૫ ॥

નવીચાલ

પ્રથમ ઐરાવણ દીઠો, નયણે અ, નયણે અમીય પઈઠો ॥

બીજે વૃષભ ઉદાર, દીઠો અતિ સુખકાર ॥ ૬ ॥ ત્રીજે મૃગપતિ પેખે, દરીસણુ દુરીત ઉવેખે ॥ ચોથે લક્ષ્મી સોહે, જેને દીઠે જગ મોહે ॥ ૭ ॥ પંચમે કુસુમની માળા; છઠે ચંદ્ર વિશાળા ॥ સાતમે તમહર દીનકર, આઠમે ઇંદ્રધ્વજ જયકર ॥ ૮ ॥ નવમે કળશ મનોહર, દશમે પદ્મ સરોવર ॥ અગ્યારમે સાગર સુંદર, બારમે અમરનું મંદીર ॥ ૯ ॥ તેરમે મણીભદ્ર ગગને ચઉદમે નીર્ધુમ અગ્ની ॥ એસુ સુણી સુપનહ પાઠક બોલ્યા નિજ મીત વાચક ॥ ૧૦ ॥ રાજન તુમ સુત હોશે, ત્રીભુવન તસમુખ જોશે ॥ નરપતિ અહવા જિણુંદા, આવ્યા તુમ કુળે ચંદા ॥ ૧૧ ॥ રાય દીયે બહુ માન, પાઠકને ઘણા દાન ॥ પાઠક સુપન સુણાવે, ઘણું દાન લઇ ઘરે આવે ॥ મરૂદેવા મોતીએ વધાવે ॥૧૨॥

ચાલ.

મરૂદેવી ઉઅર ઉપન્ન જામ, ચઉદસ વર સુપના લતિઅતાંમ ॥ ચૈતર વદી અષ્ઠમી શાળ રીખભ ક્રમ ક્રમ જીન જાયો રહીત દુઃખ ॥ ૧૩ ॥

ગાથા.

અઠ્ઠ અઠ્ઠ ઉઠ્ઠ અહો દીસે, દીસી કુમરી છપન્ન તીહાં ॥ રૂપવંતી વર ભત્તીજુત્તીઅ, રૂઅગ પવ્વય ચઉદિસેહીં ॥ અઠ્ઠ અઠ્ઠ ચઉ વીદીસી પહુતીય; ચઉરો રૂઅગ દીવ્વ પુણ ॥ અડવીચ નાભી ગેહ જનની, નમી આરંભીઓ જન્મ મહોત્સવ તેહ ॥

ચાલ

અઠ્ઠસંવઠ્ઠ વાઇમી કઅ વહરા, અષ્ટગંધોદકે વૃષ્ટી કુમરી કરા; અષ્ટ દર્પણધરા અષ્ટ ભંગારૂઆ, અષ્ટવર વીંઝણા અષ્ટ ચામરજુઆ ॥ ૧૪ ॥ ચઉર દીવીધરા ચઉર રક્ષા કરા, ગાઇઅ નાચીઅ તીન કેળી હરા ॥ કરીય જીણ મજ્જન જનની કુમાર્યા, આવિય નિય નિય ઠામ સવે ગયા ॥ ૧૫ ॥ તત્ક્ષણ ચલિય સીંહાસણ સુરવરા, ઘંટનાદે તીહાં સયળ સુરમેળિયા ॥ પાળીઆરૂઢ જીન જન્મ ઘેર આવીયા, પંચ રૂપે કરી રિષભ મેરૂ લીયા ॥ ૧૬ ॥

વસ્તુ.

ઈંદ તથ્થ ઈંદ તથ્થ વીસ ભુવણીંદ; વંતર પહુ બત્તિસ હુઆ ॥ ચંદ સુર દસ કલ્પંતિ સુરવરા, ઈઅ ચોસઠે મળી હરી ॥ ન્હવણ નાહ બહુ ભત્તિ નિભ્ભર, અઠ સહસ ચોસઠી જુઆ ॥ પંચ વન્ન કળસેહિં, હવે સુહમો જિણ નમેત્તં પભણું સંખેવ ॥

ચાલ.

ઈસાણંદ જિન ઉછંગ લેય, ચઉ ધવળ વસહ સુરવઇ કરેય ॥ તસુ શ્રૃંગે અષ્ટ સુગંધ ધાર, જળ ન્હવણ કરે તિઅ લોય સાર ॥ ૧૭ ॥ વાજંતી માદળ તીવલ નાદ, વર ઝલ્લરી ભુંગળ ભેરી સાદ ॥ વાજંતે અંબર દેવી દેવ, જિન મજ્જિય નચ્ચી કરેય શેવ ॥ ૧૮ ॥ પુજેવર કુસુમે રિસહ નાહ,

બહુ ભત્તિય ભાવે હોય સનાહ ॥ આરતી મંગળ દીવ ઉ-
ખેવ ઉતારે સુરવર રંગ હેવ ॥ ૧૯ ॥

વસ્તુ.

રિસહ મજ્જન, રિસહ મજ્જન, કરીય સુરરાય, દુપાડીય
જય જય કરીય, જનની પાસે મેલેવિ જુત્તા, નંદીશ્વર અઠ
દિવસ, કરી દેવ દેવી નિયઠાણુ પહુતા, ઇણીપરે સયલ
જિનેશ્વર, ન્હવણુ કરો બહુ ભત્ત, જિમ રયણાયર પાવહર,
જિન તુમ દીયે વર મુત્ત ॥

સંપૂર્ણ.

---

## અથ શ્રી વચ્છ ભંડારી કૃત પાર્શ્વજીન કળસ.

શ્રી સોરાષ્ટ દેશ મધ્યે, મંગળ પુરિ (માંગરોળ) મંડણુ, દુ-
રિત વિહંડણુ અનાથનો નાથ ત્રીભુવન મનરંજણુ; ત્રેવીશમા
તીર્થંકર શ્રી પાંર્શ્વનાથ તેહ તણો કળસ કહીશું.

ચાલ.

વણારસી નયરી વસે અનોપમ, ઓપે અલકા જાણુ ॥ તિ-
હાં વાવ સરોવર નદી કુપ જળ, વનસ્પતિ વખાણુ ॥ ૧ ॥
તીહાં ગઢ મઢ મંદીર દીસે અભિનવ, સુંદર પોળ પ્રકાશ
॥ કોસીસા પાખળ ફરતી ખાઇ, કોટે વિસમાધાટ ॥ ૨ ॥
જીન મંદીર શિખરબંધ પ્રસાદે, સાર કળશ ધ્વજ દંડ ॥

અતિગિરૂઆરે ગુણ સાયર ઉજવળ, દીસે પોહવી પ્રચંડ ॥ ૩ ॥ તીહાં હાટ ચૌટા વસ્તિ વિશેસે, વેહેવારીઆ અનેક ॥ લખેશ્વરિ કોટીધ્વજ કુલવંતા, બોલે વચન વિવેક ॥ ૪ ॥ તેણી નયરીયે વસે વહેવારીયા, ઘર ઘર મંગળ ચ્યાર ॥ નારી કર કંકણ કુંડળ ઝળકે, કરે સકળ શણગાર ॥ ૫ ॥ તીહાં રાજા અશ્વસેન મહીમંડળ. દાન ખડગ જયવંત ॥ તીહાં ન્યાયવંત દીસે ઘણું નાયક, વામા દેવી કંત ॥ ૬ ॥ તસ રયણી પશ્ચીમ રાણી પેખે, સુપના ચૌદ વિશાળ ॥ માતા તુમ કુખે અવતરશે જીનવર, જીવદયા પ્રતિપાળ ॥ ૭ ॥ પેહેલે ગજવર દીઠો, નીજ મુખ કમળ પઈઠો ॥ બીજે વૃષભ વિશાળ, ધવળ મંગળ સુકુમાળ ॥ ૮ ॥ ત્રીજે સિંહ સંપુરો, મહીમંડળ માંહે શુરો ॥ ચોથે લક્ષ્મી દીઠી, રત્નમે કમળ પઈઠી ॥ ૯ ॥ ઓર ઉતરતી એ માળા, કુસુમની ઝાકઝમાળા ॥ છઠે પુનમચંદ, અમીય ઝરે સુરવૃંદ ॥ ૧૦ ॥ તેજ તપંતોએ ભાણ, કરતો સકળ વિહાણ ॥ ધ્વજા ઉડંતી આકાસ, લોડંતી અંબર વાસ ॥ ૧૧ ॥ કનક કળસ રયણે જડીઓ, અમીય મહારસ ભરીઓ ॥ દસમે પદ્મ સરોવર દીઠુ માતા વામાએ મનહર ॥ ૧૨ ॥ ક્ષીર સમુદ્ર ઘરે આવ્યો, નિશિભર શયળ સોહાવ્યો ॥ છંડી નિજ નિજ ઠાણા, આવ્યું આવ્યું અમર વિમાન ॥ ૧૩ ॥ દીઠી રત્નની રાશ, રાગ પણ ચડીઓ આકાશ ॥ જળણ જળંતીએ દક્ષણ, જાગ્યા માતા વામાદેવી

તત્ક્ષણ ॥ ૧૪ ॥ તે દેખી રાણી જાગ્યા, કંત તણે પાયે લાગ્યાં ॥ રાજા મન સુખ પાવે, સુપનપાઠકને તેડાવે ॥૧૫॥ શુભ દિન જિનવર જન્મ્યા, છપ્પનદિસિ કુમરીએ પ્રણમ્યા ॥ તિહાં નવમે માસે ને આઠમે દિવશે, જાયો જિનવર રાયોજી॥ ઘેર ગુડી તરીઆ તોરણ લહકે, જિનમંડપ ઉછાંહિોજી ॥૧૬॥ તિહાં તત્ક્ષણ છપન કુમરી આવે, વધાવે જીનંદોજી ॥ નંદો ચીરકાળે એહી જીનેશ્વર, પ્રગટયો પુનમ ચંદોજી ॥ ૧૭॥ ઉલાળી અ વજ્ર સુર એમ બોલે, આસન કંપ્યું ઇંદોજી॥ તિહાં જોયું અવધિજ્ઞાને તેણી વેળા, અવતરીયા ભગવંતોજી ॥ ૧૮ ॥ તેણે થાનક જન્મમહોત્સવ કરવા, આવે આવે ચોસઠ ઇંદોજી ॥ લેઇ મેરૂશીખરપર રચ્યું સિંહાસન, બેહા પાસ જિણંદોજી ॥ ૧૯ ॥ તિહાં હોય સ્નાત્ર છત્રશીર સોહે; ચામર ઢાળે ઇંદોજી ॥ પોત્યા સુરમેલી પ્રભુ પાયવંદી, લબ્ધી પાત્ર જયવંતોજી ॥ ૨૦ ॥ તિહાં નવપલ્લવ અતિ મહીમા સાગર, અગર તણો ભંડારોજી ॥ ઇક્ષાગવંશ ત્રિભુવન મનરંજન, જિનશાસન જયકારોજી ॥ ૨૧ ॥ એમ ભણે વચ્છ ભંડારી, નિશદિન અમ મન એ અરિહંતોજી । નીલવરણુ તનુ મહીમા સાગર, જયો જયો ભગવંતોજી ॥ ૨૨ ॥

ઇતિ કળશ સંપૂર્ણ.

### અથ સકળચંદમુની કૃત

## સત્તરભેદી પુજામાંથી પાંચમી પુષ્પ પુજા.

મોગર લાલ ગુલાબ માલતી, ચંપક કેતકી મેલી ॥ કુંદ પ્રીયંગુ નાગર જાતી, વોલશિરી શુચી મેલી ॥ મો૦ ॥ ૧ ॥ ભુમંડળ જળ મોકલે ફુલી, તે પણ શુદ્ધ અખંડી ॥ જિનપદ પંકજ જયું ભવિ પુજ્યા, તું પણ ભવી તિમ મંડી ॥ મો૦ ॥ ૨ ॥

ગીત.

પારંગ તેરે પદ પંકજ પર, વિવિધ કુસુમ સોહે ॥ ઓર દેવનકું આક ધતુરા, મારા પ્રભુજી સમો નહીં કોય ॥ પા૦ ॥ ૧ ॥ વિવિધ કુસુમ જાતિ શું જબ, પંચમી પૂજા પૂજે ॥ તબ ભવિજન રોગ શોગ, સર્વ ઉપદ્રવ ધ્રુજે ॥ પા૦ ॥ ૨ ॥

ઇતિ પૂજા સંપૂર્ણ.

---

## અથ ન્હવણ કરતાં બોલવાના કાવ્ય.

વિમળ કેવળ ભાસન ભાસ્કરં, જગત જંતુ મહોદય કારણું ॥ જિનવર બહુ માન જળોધતં, શુચિપના સ્નપ પામી વિશુદ્ધરે ॥ ૧ ॥ સ્નાત્ર કરતાં જગત ગુરૂ શરીરે, સ

કળ હેવે વિમળ કળસનીરે ॥ આપ અપણા કર્મ મળ દુર કીધા; તેણે તેહવી બુધે ગ્રંથે પ્રસિદ્ધા ॥ ૨ ॥ હર્ષ ધરી અપછરા વૃંદ આવે; સ્નાત્ર કરી એમ આશીષ પાવે ॥ જિહાં લગેં સુરગિરી જંબૂ દીવો, અમતણા નાથ જીવનજીવો ॥૩॥

સમાપ્ત.

## સુચના.

આ ચોપડી વાંચવા ભણવા માટે ઘણી સંભાળ રાખવી. ઠવણી અથવા બાજોઠ ઉપર રાખીને વાંચવું, વાંચી રહ્યા પછી ઉચ્ચ સ્થાને રાખવી. થુંકનો છાંટો ઉડે નહી તેમ કરવું; તેમ કોઇ પણ જાતની આશાતના થવા ન પામે તેની સંભાળ રાખવી.

લીંબડુના.